# મણિબાઈ
# કિર્ત્તન કાવ્યમાળા.

કર્ત્તા,
માણેક, ઉર્ફે મણિબાઇ લક્ષ્મિદાસ.
મું. ભૂજનગર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
વિઠ્ઠલદાસ પ્રેમચંદ ક્ષત્રી.
ઠેકાણું:–તાજપુર કાજીના ધાબે, વેરાઇમાતાની પોળ.
અમદાવાદ.

સંવત ૧૯૭૩.—સને ૧૯૧૭.

આવૃત્તિ ૧ લી.—પ્રત ૧૦૦૦.

કીંમત ૦-૮-૦.

# મણિબાઈ

# કિર્ત્તન કાવ્યમાળા.

કર્ત્તા,

માણેક, ઉર્ફે મણિબાઇ લક્ષ્મિદાસ.
મું. ભૂજનગર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
વિઠ્ઠલદાસ પ્રેમચંદ ક્ષત્રી.
ઠેકાણું:-તાજપુર કાજીના ધાબે, વેરાઇમાતાની પોળ.
અમદાવાદ.

સંવત ૧૯૭૩.—સને ૧૯૧૭.

આવૃત્તિ ૧ લી.—પ્રત ૧૦૦૦.

કીંમત ૦-૮-૦.

# અર્પણ પત્રિકા.

શ્રીમન્ મહારાજાધિરાજ મીરઝાં મહરાવશ્રી ૧૦૮ ખેંગારજી
**સવાઈ બહાદુર જી. સી. આઇ. ઈ. કચ્છાધિપતિ નરેશ.**
એમનાં-**મહારાણીશ્રી ૭ ગંગાબા સાહેબની**
**પવિત્ર સેવામાં—**

આપ ધર્માનુરાગી, પરોપકારી અને વિશાળ હૃદયવાળાં છો. **યથાનામ તથાગુણ** એ વાક્યાનુસાર પવિત્ર ગંગાનદીના જળ સમાન આપનું અંતઃકરણ નિર્મળ છે. સ્વધર્મનાં પુસ્તકોનું રહસ્ય પંડિતા રતનબાઇ પાસેથી સમજી તત્સંબંધી ઉત્તમ જ્ઞાન મેળવ્યું છે. હમીરસર તળાવ ઉપર સ્વર્ગસ્થ કુમારશ્રી લાખુભાના સ્મરણ ચિન્હ તરીકે બંધાવેલું શ્રી લાખેશ્વર મહાદેવનું વિશાળ દેવાલય તથા શ્રી સત્યનારાયણનું ભવ્ય મંદીર આપની ધર્મપ્રત્યેની અચળ શ્રદ્ધાની સાક્ષી પુરે છે. વિગેરે ઉત્તમ ગુણોથી આપ વિભૂષિત છો. આ પુસ્તકમાંનાં હરિ સ્મરણનાં પદ બનાવનાર મારાં પરમપુજ્ય માતુશ્રી ગોરાણી માણેકમા ઉર્ફે મણિ લક્ષ્મી પ્રત્યે આપ પવિત્ર માતુશ્રીની પૂર્ણ પ્રેમભાવના છે. તો આ લઘુ પુસ્તક આપશ્રીનેજ પૂજયભાવથી અર્પણ કરૂં છું, અને આપને પરમાત્મા સદા સુખી રાખે! એવું ઈચ્છી વિરમું છું.

લી. આપનો છોરૂ,

**વિઠ્ઠલ પ્રેમચંદ.**

# નિવેદન.

પુરૂષો કરતાં સ્ત્રીઓમાં સહૃદયતા વિશેષ હોય છે, વળી તેમના કરતાં શ્રદ્ધાળુ પણ પુર્ણ હોય છે તેમનો ધાર્મિક સત્યાગ્રહ પુરૂષો કરતાં વધારે મજબૂત હોય છે. આ સિદ્ધાન્તનું સત્ય મીરાંબાઇનાં ભજનની મીઠાશ તેનો મોહ કોનાથી અજાણ્યો છે ?

મારાં-ગંગા સ્વરૂપ પરમ કૃપાળુ પવિત્ર માતુશ્રી તૂલ્ય માણેક માં-ઉર્ફે મણિબાઇ લક્ષ્મી દાસ જેવાં સન્નારી રત્નના અલ્પ સમાગમાં આવતાં તેમના ઉચ્ચ અને પવિત્ર ચારિત્ર્યથી હું તેમનો ઉપાસક થયો છું. તેમના પોતાનાજ બનાવેલાં ભજન કિર્તનો તેમની મધુર અને સાદી વાણીથી મેં-ઘણી વખત સાંભળ્યાં છે, તેની મધુર ઉત્કર્ષક અને આલ્હાદજનક અસરના ભણકારા મારા હૃદયમાંથી હજી સુધી ખસ્યા નથી. તેથી આ ભજનોરૂપી મણિકાઓની માળા ગુંથી તેની એક બુક બનાવી પ્રસિદ્ધમાં મુકવા મારા સાહેબ રા. રા. ક્ષત્રી વિઠ્ઠલદાસ પ્રેમચંદને ભલામણ કરવાથી તેઓ સાહેબે આ કિર્તનરૂપી માળાની બુક છપાવી બહાર ..ડવા પોતાનો ઉત્સાહ જણાવ્યો છે, એ જાણી મને ઘણોજ સંતોષ થયો છે. અને મને આશા છે કે અન્ય વાંચકોને પણ તટલોજ સંતોષ થશે. વળી આવાં અને આના કરતાં પણ વધારે સુંદર અને અસરકારક કિર્તનો રચવા પ્રભુ, મારાં મણિમાના હૃદયમાં પ્રેરણા કરો એવી મારી પ્રાર્થના છે. તથાસ્તુ.

લાખાપટેલની પોળ, નાગરવાડે
તા. ૩૦ જુન ૧૯૧૭.
અમદાવાદ.

લિ૦
આપનો છોરૂ,
ચંદુલાલ તોળાશંકર જાંની.

श्री हरि ॐ

# પ્રસ્તાવના.

સર્વ વેદનાં સારરૂપ-ઉપનીષદ્‌માં જેમનાં દિવ્ય સ્વરૂપનું વર્ણન કરવામાં આવેલું છે. એવા સુખનાં સાગર-વિચિત્રલીલા કરનારા પોતાનાં પ્રેમી ભક્તને આનંદ-આપવાવાળા-જેમનાં નામ સ્મર્ણ કરનારા મનુષ્યોનાં પાપનાં સમુહને-નાશ-કરનારા. એવા અનંત ભૂવનનાં નાથ શ્રી-કૃષ્ણ-ચંદ્રને-નમસ્કાર-કરૂંછું.

અહો-પ્રભુ તમારી-અગાધ-શક્તિનો-પાર-આવે તેમ નથી તેને-વર્ણવા-કોન શક્તિમાન થાય! કોઈ થતું નથી. સહસ્ત્ર વદન પાર પામતાં નથી. તો હું શી રીતે અલ્પમતીથી વર્ણન કરી શકું?

તોપણ આપની કૃપાદ્રષ્ટિ દ્વારા હું આપનાં ગુણગાન કરી અત્યાનંદ આનંદ ઉત્પન્ન કરીશ.

આવી આપની મહાન્ કૃપા મેળવવા ઘણા મનુષ્ય પ્રયત્ન કરે છે. તેમ હું પણ આપનાં દાસનાં દાસની ચરણરજ જે હું તેમને તેજ કૃપાની આતુરતા છે.

હે નાથ આપ કૃપા દ્વારાએ વાણી વડે આપનાં ગુણ ગાન કરવા શક્તિ આપો તો અસાર સંસારમાંથી છેડો લઈ આપનાં પવિત્ર ચરણાર્વિંદ મારા મનને અર્પણ કરૂં એવી આપનાં ગુણ ગાન કરવામાં મારી આસ્થા રહે છે. તે લાંબા વખતની આ-સ્થાને આપ દયાળુ પુર્ણ કરશોજ.

હે વાંચકવૃંદ જૂઓતો ખરા આ અચિંત્ય રૂપ આ વિચિત્ર વિશ્વરૂપની લીલા તરફ દ્રષ્ટિ કરીયે તો સર્વ પ્રાણી કોઇ કોઇ તરેહની પ્રવૃત્તિમાં પડેલા જણાય છે. પ્રવૃત્તિ પ્રયોજન વગર સંભવે નહિ તે પ્રવૃતિ માત્રનો હેતુ સુખ તે એકે સર્વ પ્રાણી સુખ મેળવવા પ્રયત્ન કરે છે મને દુઃખ મટે અને સુખની પ્રાપ્તિ થાય તેવી ઇચ્છાનુંસાર પોતાની બુદ્ધિ પ્રમાણે પુરૂષાર્થ કરવામાં તત્પર રહે છે.

શ્રી કૃષ્ણચંદ્રનું ધ્યાન સ્મરણ કરવું તે ભક્તિ છે. અને સંસાર વાસનાથી તદ્દન દૂર રહેવું એ બનવું ઘણું અઘરૂં છે સર્વદા શ્રીહરીનું સ્મરણ કરવું. આવી મહાન્ પ્રીતીથી પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર સાથે એકત્વપણું થાય ત્યારે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થઈ વાસનાઓનો નાશ થાય છે. એવો શુદ્ધભાવ ઉત્પન્ન થાય ત્યારે સંસારનો છેડો આવ્યો એમ સમજવું.

ભક્તિથી અનંત ભવપાર થયાં તેમાં ધ્રુવ, પ્રલ્હાદ પ્રમાણ-સ્વરૂપ છે. ધ્રુવ, પ્રહલાદ બાલ્યાવસ્થામાં મહાત્મા નારદજીનાં મુખમાંથી નીકળેલો હરી રસનામૃત બોધનો પાન કરી અવીચળ પદવીને પામી ગયાં છે. શ્રી પરમાત્માએ ભગવદ્ગીતાનાં ૯ માં અધ્યાયનાં ૨૯ શ્લોકમાં કહ્યુ કે.

समोहं सर्व भूतेषु नमे द्वेष्योऽस्ति नप्रीयः ॥
ये भजंतीतुंमां भकत्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

અર્થ—હું સર્વ ભૂતોમાં સમાન છું મને કોઇનો દ્વેષ નથી

અને મને કોઈ વહાલું નથી તો પણ જે ભક્તિથી મને ભજે છે તે મારામાં છે અને હું તેનામાં છું.

આમ ભક્તિનો મહિમા જે જાણે છે, તે ભક્તિનો આશ્રય કરે છે. તે જેમ સ્ટીમરમાં બેસી-જેમ-સુખેથી સમુદ્ર તરે છે તેમ ભક્તિથી ભવરૂપી સમુદ્ર સુખેથી તરી જાય છે.

ભક્તિથી મહાન્ ભક્ત નરસીંહ મહેતા પાર થયાં અને મીરાંબાઈએ ભક્તિથી પોતાનો જન્મ કૃતાર્થ કર્યો અંતે શ્રીકૃષ્ણ ચરણ પામી દિવ્ય કાન્તી વડે ભગવદ્ ધામને પ્રાપ્ત થયાં આ બધો પ્રતાપ શ્રીમાન ભક્તિનોજ છે. ભક્તિ સર્વથી શ્રેષ્ટ છે. માટે ભક્તી કરવા પ્રભુ પાસે મારી વારંવાર પ્રાર્થના છે. ભક્તિ કરો ! ભક્તિ કરો ! એજ વિનંતિ.

લી. દાસાનુંદાસ

**મણિબાઈ લક્ષ્મીદાસના પ્રણામ.**



ૐ શ્રી હરી.

# મણિબાઈકિર્ત્તન કાવ્યમાળા

## પદ ૧.

રઘુપતિ રામ રદયમાં રહેજોરે એ ( રાગ. )

સગપણ શ્યામ સુંદર સાથે કરીએરે.
એવી દ્રઢમન આંટી ધરીયે. ટેક.
સખી મિથ્યામાં શું મોહીયેરે, તેમાં જીવતર નાહક ન ખોઇયેરે;
દ્રષ્ટિ અંતરની કરી જોઇયે. સગપણ ૧
દ્રશ્ય વસ્તુ સઘળી નાસેરે, જે જોયું તે સર્વે જાશેરે;
એક આત્મ વસ્તુ ઠેરાશે. સગપણ ૨
આત્મા થઈ પરમાત્માને જોઇએરે, ચિત્ત શ્યામ સુંદરમાં પ્રોહીયેરે;
મણી કહેછે બીજે નવ જોઇયે. સગપણ ૩

---

## પદ ૨ જું.

અલબેલા આવો મારે ઓરડીએ ( રાગ )

આવો છેલ છબીલા મારે ઓરડીએ;
પ્રીત કરીને મારે મંદીર પધારો, મોતીડે વધાવું હુંતો તે ઘડીયેરે ૧
દીન દાસીનાં દુ:ખને હરજો, આરતની અરજું શુનીયેરે. આવો. ૨
જ્યાં જોઉ ત્યાં બઉ વિંટબના, તેથી અમને ઉગારી લઇયેરે. આવો. ૩
દાસ મણી તમને વિનવે પ્યારા અમને પોતાનાં કરીયેરે. આવો. ૪

## પદ ૩ જું.

પ્રીતમ અરજ શુણો ગિરધારીજી,
અરજ અમારી શુણો અલબેલા, ઉદાશી બહુ અમારીજી. પ્રીતમ ૧
જ્યાં જોઇયે ત્યાં થૈયે નિરાશી,એજ ચિંત્યા ઉર ભારીજી. પ્રીતમ. ૨
નાથ અમારે એક આપ વિના, નહિ સગો હીતકારીજી. પ્રીતમ. ૩
દાસ મણી એમ દિનની પેરે, અરજી કરે છે તમારીજી. પ્રીતમ. ૪

---

## પદ ૪ થું.

ગિરધારી, તમારી મેં ઓથ ગ્રહી.
ઓથ તમારી ગ્રહી અલબેલા, બીક અમારી સર્વે બાજુ રહીરે. ગિ૦
લોક લાજ મરયાદ ત્યાગી, લીધું મેણું શિર શાટે સહીરે. ગિ૦
જગત કુટુંબને નહિ ગણુકારૂં કોઇની શંકા નવ રાખુ જરીરે. ગિ૦
એક આશારો નાથ તમારો, બીક અમારી સર્વે દુર થઇરે. ગિ૦
દાસ મણી આપ ઓથે પડીછે, તેને લેજો પ્રભુ બાહી ગ્રહીરે. ગિ૦

---

## પદ ૫ મું.

### દેખો કપીરાજ ભરતજી આયે (એરાગ)

અંતસમે લેશો ખબર અમારી, દાસોને નવ દેશો નાથ વિસારી ટેક.
અંતસમે પ્રભુ સાનિધ્ય પધારી, બાંહી ગ્રહીલેજો નાથ અમારી ૧.
દાસીને નિરાશ તમ કરજો, વાટ જોઇને બેઠી છું મોરારી,
તમારા સ્મરણમાં નાથ રખાવી, લેશો ભવ સિંધુથી ઉગારી. ૨

જેવી મતિ આપશો, ગિરધારી તેમ તે પ્રમાણે રહીશ મોરારી.
મારે હાથ નથી કાંઇ પ્યારા, હું તો કેવળ છું તમારી લાચારી. ૩
દાસ મણીને છેહ નવદેશો અવગુણની છે, ભરેલી છે ભારી;
અવગુણને સુધારી પ્યારા, શરણમાં રાખી લેજો મુરારી. અંત. ૪

---

## પદ ૬ ઠું.

### રાગ હોરી.

દુઃખ દુર કરો અવીનાશી, અંતર શુખનાં રાશી. દુઃખ ટેક.
તાપ તપે ત્રીવિધનું ભારી, તેમાં જલે નરનારી,
મોહ માયામાં સૌ લપટાયાં, નથી જોતું કોઈ તપાસી;
પડયાં છે. ચોરાશીને ફાંસી. દુઃખ ૧
જવાલા જેવું આભવ દુસ્તર તેમાં નથી સુખરાશી,
સુખ એક છે-શ્રી અવીનાશીમાં, તેને જુઓને તપાસી;
તો મીટે લક્ષ ચોરાશી. દુઃખ ૨
સગા સંબંધી સૌ દુઃખ દાયક, સુખ એક સ્યામ સુખરાશી,
શ્યામ સુંદર સાથે લગ્ની લગાવો તો, સાહે થાશે વૃજવાસી;
મટી જાશે કાળની ફાંસી. દુઃખ ૩
દાસ મણી એમ દીલ વિચારી કરે છે દીલમાં ભારી,
થર થર કમ્પે સ્તુતિ ઉચ્ચારે, અરજ આપે થઇ હુલાશી;
સરણે રાખો શ્યામ સુખ રાશી. દુઃખ ૪

## પદ ૭ મું.

### રાગ હોરી.

માયામે ખેલત હોરી જીવ, એસી કરત અનારી. માયામેં ટેક
કામ ક્રોધ મદ લોભ મત્સરમેં, રાચી રહે સબ ભારી,
અંતઃકરણે આશા જગતકી ભોગ વિલાસકી ભારી.
તામે સદા રહે ચિત ધારી. માયામે ૧
ગુમાની માની બોત મસ્તાની, બાત કરત અભીમાની,
અંકુશ કોઇકા નહિ માનતહે, ભૂલ ગયે સબ દુખોરી;
અહાહા બની બાત અમાંરી. માયામે. ૨
રસ રાજ તમમે બોત ગુમાની, દીનકુ બોત સતાવે,
પન યૌવનકો માન ધરકે કરત જગત જોરી;
સતાવે સંતકી ટોળી. માયામે. ૩
દાસ મણી એસો ખ્યાલ દેખકે, વિસ્મય બની હે ભારી,
એસો ભવ દુસ્તર બડો હે, તીમે છુડાઇઓ મુરારી;
એસી હે અરજ હમારી. માયામે. ૪

## પદ ૮ મું.

### બાઇ ઘેલી મુને કીધી શ્રી નંદજીને નંદે-એરાગ.

સખી સ્યામ સાથે સ્નેહમાં રે, હું બંધાણી
જાણીરે મેંતો તરવાની એ એંધાણી. સખી ટેક.
એનારે નામમાંહી સખીરે, હું વેંચાણી.
બાઈ રે મેંતો એમાં જાણીછે કમાણી;

માયાની મોટમ જાણી મેંતો ધુડધાણી. સખીરે. ૧
આવીને હાથ ઝાલશે. શ્રી સારંગ પાણી,
એવુંરે નામ લેવાથી નિશ્ચય લીધું જાણી;
એવીરે મને ઠાવકી વાત ઠેરાણી. સખીરે. ૨
મણીએ એમ સ્નેહી કરયો ગીરધારી, ટળી મારી સર્વેથી મીત્રાચારી.
ભજશું. હવે સુખેથી શ્રી ગીરધારી. સખીરે. ૩

---

## પદ ૯ મું.

### રાગ ઉપરનો.

પ્રભુ પ્રીત કરીને હવેરે શુટાળી એવુંરે, નવ કરીએ અમ સાથેમુરારી
લાગેરે મને ઉરમાં ઘા અતિભારી, હવેરે–હું તમારા વિયોગથી હારી.
નાથ આ અનાથને મેલો માં બિસારી. પ્રભુ ૧
તમ બિનાં વૃતી ના થાય શાન્ત મારી,
જયારે જોઉં ત્યારે શીતળતા થાય ભારી;
વધુરે શુ કહું જાણોછો શ્રી ગીરધારી. પ્રભુ ૨
અંતર જામી અંતરે લેજો જાણી મિથ્યા મોહ માયાથી હુંરે કંટાણી
તેમાંરે શુદ્ધ બુદ્ધ જતી રહે મારી. પ્રભુ ૩
આવીરે રાંક મણી કરો તેને તમારી,
તમરે બિનાં કોણ કહેશે દાસી મારી;
અહરનિશ ખબર લેજો ગિરધારી. પ્રભુ ૪

## પદ ૧૦ મું.

### મીરાં મન મોહનશું માન્યું. એ રાગ.

આવો આવો પ્રેમથી ગિરધારી. ટેક.
પ્રેમથી આવો મારા પ્રાણ પ્યારેરે, કરીએ અંતરની વાતચીત;
તમ વિનાં બીજાં કેને કહીયેરે, નથી રાખી જગતથી પ્રીત. આવો. ૧
જગત ભક્ત વૈર થાય તે તો, આદી અનાદીની રીત;
સવળુ કરે તોય અવળુ જાણે છે, એવી દુનીયાની રીત વિપરીત. આ.
આવો તો પ્યારા હું તો, પ્રીતથી, તમારા મીઠડાં લઉ મહારાજ,
હૈડામાં ભીડી મારી હાંમ પુરી કરૂં, મન શિતલ કરૂં શિરતાજ.આ.
વિવિધ પ્રકારની રસોઇ બનાવું, જમાડું દાળને ભાત.
જુગતે જમાડુ જીવન તમને, એજ સેવાની ઉર ખાંત. આવો. ૪
નાથ નિરાંતે જમી, આચમન કરી પછે પાન-બીડી આરોગો મહારાજ.
ખાંતે બીછાવું પછે ખાટડીરે, પ્રેમે પોઢો શ્રી જદુરાજ. આવો. ૫
પોઢો પ્રભુ આજે ચરણ ચાંપુને, રહી જાઓ મારે ઘેર;
પ્રભાતે પધારજો પ્રીતમ તમ ઘર, હમણા સેવા કરૂં સુખ પેર. ૬
દાસ મણીને એવી લહેર બતાવો, દયા કરીને દયાળ,
નમી નમી તમને કહે છેરે વાલા, એવી અરજ કરે છે બાળ. આવો.૭

## પદ ૧૧ મું.

### ખોટ ખાધી શ્રી નાથ ખોટ ખાધી. એ રાગ.

છબી ભારી છબીલા છબી તારી, તુંને જોઇને ઠરેછે છાતી મારી. ટેક.
જાણે રાખુ હું ઉરમાં છપાવી, મુને લાગી લગન વનમાળી;

નથી ગમતી જગ જંજાળી, સર્વ સુખ લઉ આપમાં સંભાળી. છબી.
તારી છબીમાં મોહની ભારી, ઠીક થઇ મનોવૃત્તિ મારી;
હુંતો ઘેલી થઇ ગિરધારી, હવે નહિરે મેલુંરે મોરારી. છબીલા.
મુને ઘેલામાં ગુણ થયું ભારી, હુંતો થઇ બેઠીરે તમારી;
લોક કહેશેરે નઠારી, હુંતો તારા ચરણુની લાચારી. છબીલા.
દાસ મણીને ન કરશો ન્યારી, પ્રેમથી લેજો સ્વીકારી;
એતો રાંક દાસી છે તમારી, આવી દેછે અરજ મુરારી. છબીલા.

---

## પદ ૧૨ મું.

અતિ આનંદથી ભજો રામ કુડ કપટને દૂર મુકી. એ રાગ.

દ્વારીકાધીશ જગતાત રાખી, લેજો મારીરે લાજ. ટેક.
લાજ મારી રાખજો, પ્યારા નથી મારે હાથ ગોપાળા;
જેમ રાખશો તેમ રહીશ તાત, નથી હઠ તમ સાથે નાથ. દ્વારીકાં.
તમ ચરણુમાં રાખ્યું શિશ અમારૂં, મેલજો હસ્ત કમલ તમારૂં;
તેથી થશે મારૂં ઉર શાન્ત, દયા કરજો હે લક્ષ્મીકાંન્ત. દ્વારકાં.
નમી નમી કહું છું પ્યારા, આ અરજી ધરજો ઉરમાં પ્યારા;
એ કષ્ટથી છોડાવજો મુજ તાત, નથી ખમાતી એ વાત. દ્વારીકાં.
દાશ મણીને દર્શન દઇને, રાખો આપ ચર્ણે લઇને;
એ આશા પુરો મારી જગતાત, એ રાખજો રાંકની વાત. દ્વારીકાં.

## પદ ૧૩ મું.

### રાગ. એજ.

જગત જનેતા જનુની માત, ધ્યાન ધરૂં તારૂં દીનરાત. ટેક.
આ બાલકને શરણુમાં લઇને, આપજો શિતલતા પ્રેમ કરીને;
પ્રેમથી પાલન કરોછો માત, શાંન્તીથી ઉછેરોછો આપ. જગત.
શાંન્ત દ્રષ્ટિથી સૌને જુઓછો, મનના મનોરથ પાર પાડો છો.
કોમલ ચર્ણ આગળ કરી આપ, આપોછો સૌને સેવાનો લાભ. જગત.
નિજ હસ્ત ભક્ત શિરમેલી, શાન્તીની વાળોછો રેલી;
શું રે વખાણું ગંભીરતા તારી માત, નવરે કહેવાય મુજ રાંકથી વાત.
રાંક મણીને દાસી જાણી, પ્રેમથી મન લીઓછો તાણી;
એસાન થયું મુજ માત, એવું માગુ થઇ રળીઆત. જગત.

---

## પદ ૧૪ મું.

### રામ કબ હોસી તમે કોને જોશી. એ રાગ.

આવીને મીલો અવીનાશી. તમારી કરૂં હું ખવાશી. ટેક.
તમેરે મીલો જો શ્રી ગીરધારી, શાંન્તી થશે ઉર સારી;
દુખ દારીદ્ર નાશ થશે મુરારી, જ્યારે જોઇશ મુખડુ મોરારી. આ૦
દાસ મણીને આશ પુરો, મટે કાલની ફાંસી;
આપ દયાએ ઉગરશે દાસી, એવું માગે છે અવીનાશી. આવીને.

## પદ ૧૫ મું.

### જાદુગારો ધુતારો. એ રાગ.

છેલ છબીલો રસીલો પ્યારો, જોને સખી આવી સામો ઉભો. ટેક.
અલબેલો અલવ કરંતો આવ્યો, મરકલડુ મુખ મુજને બતાવ્યો.
મુને ઘેલી કરીને ગમાવી ગ્યોરે. જોને.
મદમાં માતો રંગથી બન્યો રાતો,
મુને શાન કરી સમજાવી ગ્યોરે. જોને.
નથી ગમતું એના વિના સખી મારી, કેમ મલે મુને શ્રીગીરધારી.
એને ભેટયાં વિનાં હું તો ઘેલી થઇરે. જોને.
દાસ મણી હારી મુરારી, ફરી હવે મીલો શ્રીગીરધારી;
તમ વિના સુધ કોણ લેશે મારીરે. જોને.

---

## પદ ૧૬ મું.

### રાગ ઉપરનો.

કેમ કરી એનો કેડ મેલુરે, સખી શાણી તને વાત કહું બેની કેમ. ટેક.
ઘેલી બનીછું ગિરધારી વાંસે, લાજ સરમ મારી સર્વે જાશે;
હું તો એનીજ મોહનીમાં લાગી રહુંરે. કેમ.
ઘડી ઘડી એનાં તુરંગ આવે, મન મારૂં એમાંએ લલચાવે;
લલચાવા થકી હું અધીરી બનુંરે; કેમ.
ધીરજ તો મુને એથી આવે, જ્યારે મોહન મુજ પાસે પધારે;
ત્યારે સામી આવીને, હું તો ઘેરી લહુંરે. કેમ.

પુર્વની છે પ્રીતડી મારી, હવે થઈછે છતી અમારી;
મણી કહે એતો અનુભવ હુંજ લહુંરે. કેમ.

---

## પદ ૧૭ મું.

### આશા લાગી ઉરમાં પ્રીતમ. એ રાગ.

હવે હુંતો કેમ કરૂં, તમ વિના રહેવાતું નથી હવે. ટેક.
નેણે નિદ્રા ન આવે મુજને, શાંન્તી ઉરમાં ક્યાંય નથી;
આપ વિયોગનું દુઃખડુ તે, એક જીભે નવ જાય કથી. હવે.
પ્રેમનો નિયમ નવ હોય, એ વાત હું લઉ મથી;
નાથ દયાળુ આપછો, અને છો સદાનાં આપ સાથી. હવે.
મણી તમારી ચર્ણની સેવા, માગે છે જોડી હાથથી;
તેને તમારી કરજો કરજોડી કહું છું આપથી. હવે.

## પદ ૧૮ મું.

### રઘુપતી રામ રહૃદયમાં રહેજોરે. એ રાગ.

મોડા વહેલાં જાવું છે હરી પાસેરે, ત્યારે ભવનાં તે ફેરાં નાશે. ટેક.
કરો દ્રઢ પ્રભુથી પ્રીતીરે, મેલી દેજો જગતની રિતીરે;
ત્યારે જાશે ભ્રમણાને ભિતી. મોડા.
કામ ક્રોધ મત્સર દુઃખદાઇરે તેને જોજે તપાસી તું આહીરે.
ખોટા સુખમાં ન જઈશ ભરમાઈ. મોડા.
મોહ મદથી જશો જમ હાથેરે, નહિ રાખે પ્રભુ પોતા સાથેરે.
વૃથા ભાર ઉપાડો છો માથે. મોડા.

માટે મણી લેછે એમ જાણીરે, ખરી નામ તણી નીશાણીરે.
જપતાં મલશે શ્રી સારંગપાણી. મોડા.

## પદ ૧૯ મું.

### રાગ જંગલો–જનુની જીવો ગોપીચંદની.

અવસર ફરી આવો નહિ મળે, જીવ જોજે વિચારીજી. અવસર.ટેક
મનુષ્ય દેહ ઉત્તમ મળી, રાખમાં શીદ રોળેજી;
મુળ સ્વરૂપને જોઇ લે વૃત્તિ હરીમાં જોડેજી. અવસર.
ચીંતામણી તુલ્ય જન્મ છે, મનુષ્ય યોની નિરધારજી;
તેમાંથી કાર્ય તારૂં શરે, વેગે કરને વિચારજી. અવસર.
આજ કાલ કરતાં આયુ વહી જશે, માટે ચેતીલે ચીતમાંયજી;
જુવાની ગઈ વૃદ્ધપણુ આવીઉં, તોય ચિંતા નવ થાયજી. અવસર.
સાંચા સંબંધી તું જાણજે, સંત શિરોમણી છેહજી;
મણી તેના ચર્ણને શેવજે, મેળાવશે દેવનાં દેવજી. અવસર.

## પદ ૨૦ મું.

### રાગ ઉપરનો.

હરી હાથે ચડયો જાય છે, જોતા જોતાં આવારજી. હીરો ટેક.
હીરાનું મુલ જાણ્યું નહિ, કીધું પથ્થર સમાનજી;
એડાપમાં દાટ વળીગ્યું, એ દાવ નાવે કામજી. હીરો.
લૂંટારાં લૂંટ જ્યારે નાંખશે, ત્યારે કરવા માંડી જતનજી;
એ જતન કામ નહિ આવશે, ખોઇશ હાથે રતનજી. હીરો.

ઝવેરીનું સંગ કરચો નહિ, જે બતાવે મુલજી.
મુલહીન માલ તે વોરીયું તેપર વળી ગઈ ધુળજી. હીરો.
દાસ મણી ચેતી ચાલજે, તો થશે કાર્ય તારૂંજી,
હેતે હરીને આરાધજે, મુકી તારૂં ને મારૂંજી. હીરો.

---

## પદ ૨૧ મું.

### રાગ ઉપરનો.

કામ છે કૃષ્ણ સાથે ઘણું તેનો કરીએ વિચારજી કામ છે ટેક
વિચાર કર ઉંડુ ઉતરી તારા રદય મોજારજી.
સ્વપનાં સરીખો જાણજે, સર્વે જગત વેવારજી. કામ છે.
અહિતો લાગે સર્વે સોહેલું ત્યાંતો દોયલું અથાગજી,
રાજા રંક થઈ રહ્યાં એના લાગા તાગજી. કામ છે.
માટે મિથ્યા સર્વે માનીને સમજજે સર્વશ નાશજી,
એક અવીનાશીમાં આશ રાખજે, એ રાખશે પાસજી. કામ છે.
દાસ મણી તું સર્વથી, થઈ રહેજે દુરજી,
ત્યારે ત્રીકમ તને મળશે. તને રાખશે હજુરજી. કામ છે.

## પદ ૨૨ મું.

### રાગ ઉપરનો.

દોયલુ દીવસ એક આવશે; તેમાં ભજજે મોરારીજી દોયલુ ટેક
ભજજે શ્રી ભગવંતને, તેમાં સારૂ તારૂં થાસેરે;
દીનનો દયાળ ઉર ધારજે, રદય રાખી હુલાશેરે. દોયલી.

અવિશ્વાસ અલગુ કરી, વિશ્વાસમાં કર વાસજી;
વિશ્વાસે વાલમ વેલા આવશે, ઉગારી લેશે દાસજી. દોયલી.
ત્યારે આનંદ દીલ આવશે, વળશે રંગડાની રેલજી;
કૃતાર્થ થઇને તું થઇ રહેજે, કરતું હરીસંગ ઘેલજી. દોયલી.
અરે મણી તું ત્યાર થા, ઝટ ચરણે લાગજી;
હરીવર તુને હેતે મળ્યા, તારા થયાં ધન ભાગજી. દોયલી.

## પદ ૨૩ મું.

### કોને કહું મુજ વાત તાત આ—એ રાગ.

જેવો વિજળીનો ચમકાર માનીલે, તેવું સંસારમાં સાર માનીલે ટેક
ઝબુકી વિજળી જાય પલકમાં, તેવો ખ્યાલ છેરે ખલકમાં.
જટ નાશ થશે નિરધાર. માનીલે.
સ્નેહી સબંધી છે સૌ બીચારા, માયાને વશ વરતનારા;
એ સર્વેથી ધાર પાર. માનીલે.
શ્યા માટે માન માનો જગતમાં, મરી જાવું છે સૌને પલમાં;
ન કરો કોઈથી મીત્રા ચાર. માનીલે.
દાસી મણી એમ મનમાં વિચારી, મન લીધું છે સંસારથી વારી;
કરે હરી ભજન એકતાર. માનીલે.

## પદ ૨૪ મું.

### ઠાઠ તમારો બહુ છે ભારી, જોયા જેવો. એ રાગ.

ધન્ય ધન્ય ઘડી આજની ભારી, જન્મ્યા રાઘવ રામ;

દશરથ રાજા પુન્યા કરે છે, વિપ્રનાં સાર્યાં કામ. ધન્ય. ટેક.
યાચક સર્વે બારણે ઉભા, ખમાં ખમાં કરે બોલ;
બંધીવાનોનાં બંધ છૂટા છે, સુખ થયું છે અતોલ. ધન્ય.
વશીષ્ટ મુનીની શેવા કરીને, આપ્યાં છે આસન;
કૃપા કરી હવે બોલો ગુરૂજી, કેવા થશે મુજ તન. ધન્ય.
એવુ શુણી શ્રીહરી પ્રભુએ, ગુરૂને કીધી શાન;
સર્વે વાતો કહેજો પીતાને પણ નવ લહેશો વનનું નામ. ધન્ય.
મણી ગુણ ગાઇ તમારા, અહિં કરે ગુજરાન;
આપ ચરણમાં ચિત રખાવી, મુકાવજો માન ગુમાન. ધન્ય.

## પદ ૨૫ મું.

અવીનાશી આવોરે, જમવા કૃષ્ણ હરી. એ રાગ.

આવો હરી પ્યારારે, મુજ પાસે દોડી;
પ્રીતડલી કરીનેરે પ્રભુજી કેમ તોડી. ૧
વાટડલી તમારીરે, જોઈ રહીછુ પ્યારા;
ધ્યાન ધારૂં તમારૂંરે, મોહનજી મારા. ૨
હું કેમ કરીનેરે, પ્યારા, ધીરજ ધરૂં;
શામલીઆ તમ વીનારે, વાલમ ઘેલી ફરૂં. ૩
જગતનું મેણું શું, શિર શાટે લીધું;
દાસ મણીએ રે કે, શુભ સગપણ કીધું. ૪

## પદ ૨૬ મું.

### રાગ ઉપરનો.

નવ દેશો પ્યારારે, કે મુજને વિસારી;
તન ધન મન સોંપીરે, કે થૈ રહી છું તારી. ૧
નવ જોશો અવગુણરે, શ્રીહરી વર મારા;
કરગરીને કહેછેરે, કીંકર તમારા.
શુધ–બુધ સર્વેરે, કે અંત સમે મારી;
કોણ જાણે કેવીરે, કે રહેશે ગીરધારી. ૩
માટે ગુણ અવગુણને, ન જોશો મોરારી;
એક બાંહ્ય ગૃહ્યાનીરે, કે લાજ છે ગીરધારી. ૪
માણી આશા રાખેરે, શ્રીવર તમારી;
તેને દર્શન દઇનેરે, કે કરો જગથી ન્યારી. ૫

---

## પદ ૨૭ મું.

### રાગ ઉપરનો.

ગુણવાન ગિરધારીરે, કે ગુણપર જાઉં વારી;
તમારા ગુણ આગળરે, કે સૌ બન્યા લાચારી. ૧
નથી જોતાં કોઇની કૃતી પ્રભુ નઠારી,
નામ લેતાં તમારૂંરે, લીઓછો પ્રભુ તારી. ૨
પ્રભુ દીનની દયારે, આણોછો બહું ભારી;
પ્રેમ પુષ્પની અંજલીરે, લીઓછો સ્વીકારી. ૩
માણી નમી નમી તમનેરે, કે વિનવે વારંવારી;
ભરૂસો ભૂધરરે, તમારો છે ભારી. ૪

## પદ ૨૮ મું.

### રાગ ઉપરનો.

કીધો છે સ્નેહીરે, સખી મે સામળીઓ;
એ સ્યામની સાથેરે, કે મન મારો ભળીઓ. ૧
હુંતો નહિ નહિ મેલુંરે સખી એનો કેડો;
મેંતો હેતે કરીનેરે, સાહ્યો છે છેડો. ૨

## પદ ૨૯ મું.

### પોઢ પ્રભુ દ્વારીકાંમે કહાન. એ રાગ. બીહાગ.

પોઢે પ્રભુ લક્ષ્મી કાંત ભગવંત,
પ્રેમ કરીને પુરૂષોતમને, પોઢાડ્યુ પર્યંક. પોઢે. ટેક.
ખાંતે ઢાળુ ખાટ, પ્રીતમ બીછાવણા નવરંગ;
બંટા ભોગ ધરાવું તમને, જમજો લક્ષ્મી કંથ. પોઢે.
નંદન વનનાં પુષ્પ કરીને, ગુંથી રાખું પલંગ;
તે પર આપ પોઢો પ્રીતમ, ચર્ણ ચાંપુ શ્રીરંગ. પોઢે.
રાંક મણી તમારા ચરણુની દાસીને, ભગતી આપો ભગવંત.
દીન દીન તમમાં સ્નેહ વધારો, કહું છું લક્ષ્મી કંત. પોઢે.

## પદ ૩૦ મું.

### રાગ ઉપરનો.

નમુ નર નારાયણુ ઘન શ્યામ, નમી નમી પરણામ કરૂં છું;
આપજો અક્ષર ધામ. નમુ નર નારાયણ.

વૃથા ઉપાધીને દુર કરીને, કરૂં ભજનનું રે કામ;
દયા કરી દામોદર મુજપર, મળીએ શ્રી ઘનશ્યામ. નમુ નર૦
દીન દીન ઉત્સા ઉર વધારી, ટાળુ વૃથા અભીમાન;
કામ ક્રોધને દુર કરીને, સ્નેહી કરૂં ઘનશ્યામ. નમુ નર નારાયણુ.
આઠે પ્રહર અંતરમાં મુજને, લાગી રહે એક તાન;
મણી કહે નાથ રહો મુજ ઉરમાં, રખાવો એવી શાન. નમુ નર૦

## પદ ૩૧ મું.

### કરીએ કૃષ્ણુ ઉપાસના—એ રાગ.

રાખો પ્રભુ પદ વાસના કરો દુરમતી દુર. રાખો. ટેક.
રહીએ પ્રભુજીના ધ્યાનમાં કરીએ ભજન જરૂર;
વૃથા વખત તું ગાળ માં આવશે દીન એક ક્રુર. રાખો.
એવું વિચારી દીલમાં ભજો પ્રભુ ભરપુર;
એ વિના કામ કોઇ નહિ આવે એવું સમજો જરૂર. રાખો.
સુખ નથી સંસારમાં છે સ્વપ્નાવત નુર;
ભજન કર ભેઠ બાંધીને થા સતસંગમાં સુર. રાખો.
કામ કરૂણાનિધિ આવશે સુણુ મન મગરૂર;
મણી કર જોડી કહે જીવ જાગ જરૂર. રાખો.

## પદ ૩૨ મું.

### રાગ-હીંડી.

ક્રીધી કરૂણા મુજ પરે પ્રભુ ભારી, પ્રેમથી પધાર્યા શ્રી ગીરધારી.
ક્રીધી. ટેક.

અરે સખી જોઇ ચકીત થઇ બહુ ભારી, હેતે બોલ્યા મોહન ગીરધારી;
અરે કર દાસી ભજનની તૈયારી. ક્રીધી.

શ્યામે હેતે કરીને મુને હેરી, હરીને ચરણે મનવૃત્તિ મારી ઠેરી;
રીત થઇ ગઇ જગતથી અનેરી. ક્રીધી.

આજ ભાગ્ય જાગ્યાં સખી મારી, મને મળ્યા મોહન ગીરધારી;
આપી આનંદની લહેર અપારી. ક્રીધી.

શ્યામ સમીપે ઉભી કર જોડી, પ્રભુએ જાણી મુજને ઘણી ભોળી;
મણીને દીધું આનંદ રસ ગોડી. ક્રીધી.

---

## પદ ૩૩ મું.

### રાગ-ઉપરનો.

આજ રેનમાંએ ધ્યાન માંહી આવ્યાં;
ઉઠી મોંઘે મોંઘે મોતીડે વધાવ્યાં. આજ. ટેક.

પ્રભુને આસન પર બેસાડયા, પછી રૂડી રીતેથી નિહાળ્યા;
મોંઘા મુલનાં હાર પેરાવ્યાં. આજ.

પછી ઉભી કર જોડી જુગલ હાથ, ત્યારે બોલ્યા શ્રી જગનાથ;
દાસી ભજનો સાહીત્ય લે હાથ. આજ.

નવધા ભક્તિ માં કોઈ ભક્તિ ધાર, કર મારા સંગ પુર્ણ પ્યાર;
મણી તને કરૂં ભવપાર. આજ.

## પદ ૩૪ મું.

### ખાખા કરે બેટ-પતી ખાખા કરે—એ રાગ.

દીન દીન વિચાર મન કરે મોહનને આ તનથી કેમ મળે. ટેક.
કર્મની ગતી બની રે નઠારી હવે પસ્તાવું પડે. મોહનને.
અસ્ત થવા દીન આવ્યું જ્યારે ત્યારે આંખ ઉઘડે. મોહનને.
દીન દીન સોચ મન ઉર ધારે કેમ થશે પળે પળે. મોહનને.
દાસી મણીનો સોચ ઉર ધારી દયા ધરો અંતરે. મોહનને.

## પદ ૩૫ મું.

### હે ભગવંતા ચુરણ ચંતા—એ રાગ.

હે અવિનાશી પુરો મમ આશી, નવ કરશો દાસ નીરાશી. ટેક.
તમારા ચરણની નાથ છું દાસી, ચર્ણમાં રાખજો આપજો ખવાશી;
નવ કરશો દાસ નીરાશી. હે અવિનાશી.
કાળ કર્મની છોડાવજો ફાંસી, અનંત જન્મ કર્મ જાય નાશી;
એવી મહેર કરો વૃજવાસી. હે અવિનાશી.
અંતઃકાળે પ્રભુ ધ્યાન સુખ આપો, દાસ પોતાની કરી સ્થાપો.
કર મુજ મસ્તકે ધારી સુખ આપો. હે અવિનાશી.
રાંક મણીને કરજો દાસી, ભૂલી ન જાએ આપની ખવાશી;
અરજી સાંભળો સુખનાં રાશી. હે અવિનાશી.

## પદ ૩૬ મું.

### રાગ—સીંહાનો-કાનરો.

આપો હરી મુને ભક્તિ તમારી, સંસાર સીંધુથી લેજો ઉગારી. ટેક.
ભક્તિ થકી ભવસાગર તરીએ, જેથી સંસારનાં ફેરા ન ફરીએ. આ.
નામ તમારૂં નાવ છે ભારી, જે બેસે તે ઉતરે પારી. આ.
નિર્મળ નામ જપું જીભ્યાએ, જેથી કારજ મારૂં સિદ્ધ થાય. આ.
દાસ મણી એમ જપે મોરારી, તેથી છૂટયું ભવ બંધન ભારી. આ.

---

## પદ ૩૭ મું.

### તું સુણ બાળ ભ્રાતા—એ રાગ.

કહું કૃષ્ણ હું પુકારી કહું કૃષ્ણ હું પુકારી;
શ્યાને કરો છો આ દાસને ન્યારી. કહું. ટેક.
ન્યારી કર્યાથી અકળાય ભારી;
ખબર લીઓ ગીરધારી. કહું.
નેન કટારી લાગી ઉર ભારી;
તેથી ગભરાય છે દાસી તારી. કહું.
દર્શનમાં હઠ કરીએ ન હઠીલા;
એથી દુઃખી થાય મણી તમારી. કહું.

---

## પદ ૩૮ મું.

### પોઢતસી જદુરાઇ મંદરમે—એ રાગ.

ઘરૂં આઇયો જદુરાઇ, મેરે ઘરૂં આઇયો શ્રી જદુરાઇ. ટેક.
ઓાત દીનકી આશ મુજકું, એ આશ પુરો પ્રેમ લાઈ. મેરે.

વિધવિધકી મેં રસોઈ બનાવું,
બિઆળુ કીજે દોનું ભાઇ. મેરે.
પ્રેમ કરી પીછે પલંગ બીછાઉ;
કરૂં વ્યંજન હેત લાઇ. મેરે.
આજકી રેન રહો ઈત વલે;
મણીકું કૃતાર્થ કરાઇ. મેરે.

---

## પદ ૩૯ મું.

આજે મારે મોહોલે આજો હોજીરે—નંદરાલાલજી રાજ—એ રાગ.

બની મેં બાત જ્યાસી હોજીરે, સખી મેં સુનાઉજી. બની. ટેક.
રાત્રીકું શામળો આયો, મોશેં કછુ એ સુનાયો;
મેં તો તોરે પ્રેમમે ફસાયો. સખી.
મધુરો બચન સુનાયો, મેરો કચ્છ ભાન ભૂલાયો;
ભાન બીના ભરમાયો હોજીરે. સખી.
કરમેરે શિર પર ડાર્યો, હસ કરકે નેન નચાયો;
સુખ એસો બતાયો હોજીરે. સખી.
રાંક મણીએ શુદ્ધ ગમાયો, ઉર આનંદશે ઉભરાયો;
સ્યામ દયા કરકે નીકટ આયો હોજીરે. સખી.

---

## પદ ૪૦ મું.

મેંતો દઉગી લાલજીકું ગાલી—એ રાગ.

મોકું નેનશેં નેહ લગાયે ગ્યો, લગાયે ગ્યો ફસાયે ગ્યો.
મોકું—ટેક.

નેનકે ઈશાર કરત મતવાલો,
મતવાલી કરકે મોકું ભમાયે ગ્યો. મોકું.
સખી સુનાઉં બાત મોરી,
મેરો હીરદો સ્યામ ચુરાઈ ગ્યો. મોકું.
મધુરો મધુરો મુખ હાસ કરીકે,
મણીકો સર્વ સાહીત, સબ લે ગ્યોરે. મોકું.

---

## પદ ૪૧ મું.

### રાગ ઉપરનો.

અબ દેખે બીના મેં કૈશે જીવા, મેં કૈશે જીવા;
મેં કૈશે જીવા. અબ–ટેક.
ઈનકે દેખે બીન ચેન ન પડત હૈ,
મેંતો ઇનકે ચરણુ કે કરૂં સેવા. અબ.
પ્રેમસેં ઇનકું દેઉં બધાઈ,
જો બતાવે ઉનકું જાનું દેવા. અબ.
દાસ મણી કી દયા ઉર આની,
પ્રેમસેં દીજો અપની સેવા. અબ.

## પદ ૪૨ મું.

### રાગ–બિહાગ.

તજો મન દુષ્ટનો સાથ, હે મન કર હરીજનનો સંગાથ. તજો–ટેક.
દુષ્ટ સંગથી પરીતાપ ઉર પામે,
તેથી નવ થાયે સનાથ. તજો.

હરી વિમુખનું મુખ જોવાથી,
થાય અધમનો સાથ. તજો.
એ સંગથી કામ ક્રોધ ઉર જાગે,
દીનદીન વધે દુઃખ ગાથ. તજો.
દાસ મણી એ સંગથી રહે દુર,
ભજનથી થાય સનાથ. તજો.

## પદ ૪૩ મું.

### રાગ ઉપરનો.

હરી ભજન હીતકારી છે, મન હરી ભજન હીતકારી.–ટેક
હરી ભજનથી બાલ્યાવસ્થામાં,
જ્યાં ધ્રુવ અચલ પદધારી. છે મન.
પ્રહલાદ પીતુ પરભવ્યો ત્યારે,
થંભમાં પ્રગટ્યાં મોરારી. છે મન.
દાસ મણી એમ હરી ભજનથી,
થઇ જાશે ભવપારી. છે મન.

## પદ ૪૪ મું.

કેમ કહો છો ગાય નહોતી–મારા વહાલા—એ રાગ.
નથી રહેવાતું તમ વીના ગોપાળા, કેને કહું દુઃખ
મારારે. નથી–ટેક.

કેને કહું દુ:ખ મારા ગોપાળા, કેમ થયા છો ન્યારારે. નથી.
કેમ થયા છો ન્યારા કૃપાળા, બોલો બોલો આધારા રે. નથી.
જ્યાં ત્યાં તમ માટેરે ગોપાળા, ફરતાં ફરે દાસ તારા રે. નથી.
યોગી મુનીને ધ્યાનમાં ના આવો,
એવા છો કામણુ ગારારે. નથી.
એવા છો કામણુ ગારા મારા પ્યારા,
દાસી મણીના પ્યારારે. નથી.

---

## પદ ૪૫ મું.

### માવો માટી ખાયરે—એ રાગ.

આજ સખી કરૂં કૃષ્ણ મલવા, અનેકા-નેક ઉપાયરે;
ભક્તિ ઉપાય મુને સુજ્યું છે ભારી, જેથી ભવદુ:ખડુ જાયરે.
જેથી ટળે ઉર તાપ ત્રીવીધીનાં, અને અતી આનંદ ઉર થાયરે;
એવા અપરંમ સુખમાં આવીને ઝીલું, જેથી તન શિતલ થાયરે.
શિતલતા ઉર વ્યાપે વાલમની અને સઘળું દિવ્ય દરસાયરે;
પ્રીત કરી મન પ્રોતા વાલમમાં, ભવદુ:ખ સઘળું જાયરે.
આનંદ સાગરમાં નિત્ય ઝીલી, અને પ્રેમથી હરીગુણ ગાયરે;
મણી આવી ગુણ ગાન કરતી, પ્રેમેથી લાગે છે પાયરે.

---

## પદ ૪૬ મું.

પ્રભુ લેજોજી ખબર અમારીરે, પ્રભુ લેજોજી ખબર અમારીરે-ટેક.
લેજો ખબર સુંદર સામળીઆ,
રાખુ ઉર વિચ ધારીરે. પ્રભુ.

ઉર બિચ ધારી મૂર્તિ તમારી,
રાખું રસીક ગિરધારીરે. પ્રભુ.
આ ભવસાગર ભારી દુસ્તર છે,
એથી બચાવો મોરારીરે. પ્રભુ.
દાસ મણીની સંભાળ લેજો,
તણુ તાપથી લેજો ઉગારી. પ્રભુ.

---

## પદ ૪૭ મું.

પ્રભુ પ્રીત કરીને નિભાવોરે, પ્રભુ પ્રીત કરીને નિભાવોરે. પ્રભુ.
પ્રીત કરીને પાર નિભાવો,
મુખે ગુણ તમારા ગવરાવોરે. પ્રભુ.
ચરણમાં આવી શરણમાં રાખો,
હેતે હરી હુલસાવોરે. પ્રભુ.
મુજ કીંકર પર મહેર કરીને,
શાન્ત સ્વરૂપ દરશાવોરે. પ્રભુ.
દાસ મણીના સ્વામી સામળીઆ,
જ્યાં જાઓ ત્યાં સાથે તેડી જાઓરે. પ્રભુ.

---

## પદ ૪૮ મું.

આજે મારે મોલે આજો હોજીરે—એ રાગ.

મન હર્યો એહી મોરારી હોજીરે, કહા કહું મે. મન-ટેક.
મન હર્યો હય મોરારી, બન ગઈ મેં લાચારી;
શુદ્ધ મેરી સબ ગુમાઇ હોજીરે. મન.

લટક મટક નેનકે ઇસારે,
બાત કરીકે દ્રગ મારે;
માધુરે સુર ટેર સુનાઈ હોજીરે. મન.
એસો પ્રેમી જનકો પ્યારો, જાદુગારો હય ધુતારો;
દાસ મણી કે મન ભાઇયો હોજીરે. મન.

## પદ ૪૯ મું.
### રાગ ઉપરનો.

તાકી મોકું તીર માર્યો, કહા કહું મેં સખી તાકુ;
તાકી મોકુ.—ટેક.
તાકી મોકું તીર માર્યો, કલેજે મેં આઇ લગાયો;
વિયોગકી ફાંસમે ફસાયો હોજીરે. કહા.
એ દરદે દીવાની બની, એ બીના નહિ હયકો ધની;
ધની તો ગોવરધન ધાર્યો હોજીરે. કહા.
દાસ મણી બોત બિલખાતી, વિયોગ કે હીંઝુરે છાતી;
ઇન દેખ બીના નાડ઼ી, સુખ પાયો હોજીરે. કહા.

---

## પદ ૫૦ મું.
### રાગ ઉપરનો.

બની ઠની પાસ ઠાર્યો હોજીરે, દેખલો હઠીલો છેલો.—ટેક.
બની ઠની પાસ ઠાડયો, મુજકું નહિ બુલાયો;
હરી હઠીલો બહુત જાન્યો હોજીરે. દેખલો.

મોહને મુનિવૃત ધારી, દિખાવે ખુમારી ભારી;
એસુ જશુમતી કો જાયો હોજીરે. દેખલો.
મણી રાંક હોકે આવી, આપ ચરન બૃતી લગાવી;
વિનંતિકે શિશ નમાયો હોજીરે. દેખ લો.

## પદ ૫૧ મું.

### રાગ કાલીંગડાની ગરબી-ગોવીંદ થારા ગજરા—એ રાગ.

સુણો સામળા સોહાગી તમ માટે હું તો જાગી. સુણો. ટેક.
રૂપ તમારૂં જોઇ રસીઆ વાલમ,
જોઇ થાઉં બળ ભાગી. તમ.
જોતા જીવન શુરે થાય છે,
ઉરમાં તાલાવેલી લાગી. તમ.
દાસ મણીની દયા ઉર આણી,
આવોજી શ્યામ સુહાગી. તમ.

## પદ પર મું.

### રાગ ઉપરનો.

ગોવીંદ ગીરધારી કરો કરૂણા ભારી ગોવીંદ ગીરધારી. ટેક.
કરૂણા કરજો કહાન કુંવરજી,
લેજો જગતથી તારી. ગોવીંદ.
વાટ જોઇને ઉભી વાલમજી,
આવો તો કરૂં વાત સારી. ગોવીંદ.

દાસ મણી એમ કહે છે રે વાલા,
ઉભા રહો સેવા કરૂં સારી. ગોવીંદ.

## પદ ૫૩ મું.

તું તો મારા લાલ બનાએ પટકેવાળા—એ રાગ.

દેખ બીનાં મેરે સખી બાવરી બની સખી પ્યારી. ટેક.
જ્યામે મેરો મન ભરમાયો,
તાંસે મીલાવો સખી મેરી. દેખ.
ભૂખ તરસ મોકુ લગત નહિ હે,
સબ બાતનમેં બની હું લાચારી. દેખ.
અબ મેં પ્રિતમ પાસ હારી,
હારી હારી કહત હું મેં પુકારી. દેખ.
જયું જયું કહત મેં બહોત પુકારી,
ત્યું ત્યું કરત મેરી હાંસી મુરારી. દેખ.
મણી હય બહુત દુઃખીયારી,
તાતેં તુમ લીયો શુધ મુરારી. દેખ.

## પદ ૫૪ મું.

રાગ ઉપરનો.

કોન બીધશેરે સખી મીલે એહી શ્રી ગીરધારી. કોન.
તાકી કરૂં મેં સેવા ગનેરી,
જો માગત સો દઉં ગેરી. કોન.

ઉપાય ન સુજત કછુ સખી હમારી ગીરધારી હય ગેમારી,
નહિ સુનત કાહુંકી પુકારી. કોન.
થોરાસેં દેખે સુજકું નેનસેં નીહાળી,
તોબી જાનું મેં બની ભાગ્યશાળી;
હઠીલે કે હઠસેં મેં હારી. કોન.
દાસી મણી અબ હાથ પસારી,
હવે લીજો ખબરીઆ સ્યામ હમારી;
દાસી ઉભી ચરણે ચિત્ત ધારી. કોન.

## પદ ૫૫ મું.

### દેખી છબી શાંવરી નટવરકી છબી—એ રાગ.

તેરી છબી મન ભાવરી, મેરે જીયેકી જાનું પ્યારડી. ટેક.
જીયરાશેં જાનું છબી તેરી પ્યારી,
મેં બન ગઇ સુરત દેખી બાવરી. તેરી.
તેરી પીછલ બનું બાવરી,
એહીં સોચમેં બનું શાંવરી. તેરી.
નટવર કીન બીધશેં મીલું મેં,
તાબીન કચ્છુ ન સુહાવરી. તેરી.
દાસ મણીકું રૂપ દીખાયો,
ખુલ ગઈ અંતરકી ભ્રાંતરી. તેરી.

## પદ ૫૬ મું.
### રાગ ઉપરનો.

કનૈયો દેખ્યો સાંવરો, મેરે મનમેં ભાવરો. કનૈયો.–ટેક.
ઓતહે રાધીકા કે પ્યારો,
કામણ કરકે હેરત મન શાંમળો. કનૈયો.
મેરે ઉરકી શબ જાનત હે પ્યારો,
મોકું ધુતાવત ધુતારડો. કનૈયો.
છુપાઈ કરકે આવત મેરો પ્યારો,
મેં જાનું હું મે કોનકે બાવરો. કનૈયો.
મણી દાસી–કી ભ્રાંતી મીટાઇયો,
પ્રગટ પ્રકાશ કરકે શાંવરો. કનૈયો.

## પદ ૫૭ મું.
### રાગ ઉપરનો.

લટપટ કરકે આવત લાલાજી, લટપટ કરકે આવત
લાલાજી....ટેક.
લટપટ કરકે મોહે બોલાવત,
મોં કુલ–બાન હો જાઉં તેરી ચાલમે. લટ.
જરકસી ધોતી શોભત અંગીઆ,
સોપત બંકી ટોપી પહેરી શિશમેં. લટ.
ગુલાબ પુષ્પકી કલંગી કાનમે,
જગમગ કરત સીર પેંચમે. લટ.

દાસ મણી એસી છબી દેખકે,
બન ગઇ મગરૂરી મસ્તાનમેં. લટ.

---

## પદ ૫૮ મું.

### રાગ ઉપરનો.

મોહ મસ્તાન બની મોહન માનમેં,
કચ્છુ કહે ગ્યો મોરે કાનમે. ટેક.
કચ્છુ સમજા ગ્યો સાનમે,
મેંતા પીછે બની ઉન તાનમે. મસ્તાન.
ઉરમેં સ્નેહકી શાન્તી મે,
એ શાન્તી સે ગુજરાન કરૂં મેરે દીલમે. મસ્તાન.
દીલમે દીલાસો દે ગ્યો રેનમે,
મેરે હોરે ગઈ ઉન બાતમે. મસ્તાન.
દાસ મણી અબ રહેગી તાનમેં,
અબ રહેંગી કચ્છુ બેભાનમે. મસ્તાન.

---

## પદ ૫૯ મું.

જુધ ન કરૂં જદુરાયરે સાજન સાથે.—એ રાગ.

કરૂ હવે તરવા તણોરે ઉપાય,
જેથી કારજ સિદ્ધ થાય. કરૂં.-ટેક.
નાવરૂપી હરીયે કાયા આપી છે, સંસાર સાગર માંયે;
એ નાવને હવે જતન કરી, હંકારૂં સાગર માયે. કરૂં.

ગુરૂ રૂપી માંહે માલમ બેસાડુ, નામરૂપ નાખવા સાર;
હરી નામનાં હલેશા કરીને, ઉતરૂં ભવપાર. કરૂં
દાસ મણી કર તૈયાર, સ્વદેશ જવા નીરધાર;
પોતાના સ્થળમાં રહેજે, ત્યાં મળશે પ્રાણાધાર. કરૂં

## પદ ૬૦ મું.

### તુંતો મેરા છેલ બના પટકે વાલા.

ક્યુંરે સખી ધીર ધરૂ, ઇન બીના ઝુરત ઝુરી મરૂ.—ટેક.
જુરત જૂરી મરૂં બોત ભારી,
નાંહી મીલત હે તોબી મુરારી;
ઈન કારણ જોગ ઉધારૂં. ક્યું રે.
ઈનકી બાનક બસી અંતરમે,
જીવ સદાહી રહત પ્રીતમમે;
સબ સુખ લગત મોહે અતી ખારૂં. ક્યું રે.
મેરે પ્રીતમ કે કોઇ મીલવે,
તાકી શેવા કરૂં દીલ ભાવે;
ગુરૂ કરકે પડુ પાઉં રે. ક્યુંરે.
દાસ મણીકી દયા ઉર આણી,
કોઇ મીલાઇઓ સારંગપાણી;
તાકે ચરણમે લપટાઉંરે. ક્યુંરે.

## પદ ૬૧ મું.

### રાગ ઉપરનો.

શુદ્ધિ મેરી ગમાઇ ગ્યો થોડાસેં મુખ બતલાઇ ગ્યો. ટેક.
થોડાસેં મુખ બતાયો, મેરો મન તામે ભરમાયો;
અબશે છુડા નહિ છુડાઇયો. શુદ્ધિ.
ઇનકે મુખે કહા જાનું કહા હે જયું જયું દેખું ત્યું પ્યાર આવત હે,
મેરી તૃષા છીપત નહિ છીપાયો. શુદ્ધિ.
સબ બાત રહી ગઇ અંતરમે,
કહા જાનું કહા કર ગ્યો દીલમે;
ઇનકી મોહકી ફાંસમે ફસાયો. શુદ્ધિ.
દાસ માણીકી શુદ્ધ ગુમાઇ,
નહિ મીલે ઇનકો ઈ ઉપાઈ;
ઇનકો ઉપાય મીલે જો સ્યામ પ્યારો. શુદ્ધિ.

## પદ ૬૨ મું.

### લોહણુકે લાલ-એ રાગ ફટાણાનો.

ભરોને હવે જાદવનું નાણું;
નાણું ભરૂં જાદવ તણુંરે એનું ખાતું કરૂં ભરપુર. ભરોને.
આવું ટાણું હવે નહિ મીલેરે બેની,
જોને વિચારી જરૂર. ભરોને.
જોગ આવ્યો કમાવવા તણુંરે,
વારી બાંધો ભેઠ ભરપુર. ભરોને.

ખાંત રાખી તપાસશુંરે,
ત્યારે ભજશું થઇ શુર. ભરોને.
મણી કહે છે તું વિન હરીનેરે,
મુક મન તણી મગરૂર. ભરોને.

---

## પદ ૬૩ મું.

### રાગ ગાલડીઆં નહેશાં—એ રાગ.

કરાર કર મન સાથેરે તારે જાવું પડશે જમ હાથે;
તારી મોંઘી કાયાનું તેં કાંઇ ન વિચાર્યું. ટેક.
આવ્યું આ ટાણુંરે. તારી મોંઘી.
ખાવા પીવાને તેં મોજમાં મહાલ્યું,
એમ કરતાં દીન ગયું ચાલ્યુંરે. તારી મોંઘી.
આવ્યું પ્રભુનાં ઘરનું આણું,
ત્યારે થયો તું ભેગાણુંરે. તારી મોંઘી.
ત્યારે કરે છે ભજનની તૈયારી,
ત્યાં સુધી તો હારી જઇશ હાલીરે. તારી મોંઘી.
મણી તું ચેતી લે ચિતમાં તારા,
ત્યારે મલશે ચક્રપાણી રે. તારી મોંઘી.

## પદ ૬૪ મું.

### બોલે બાંભણારે—એ રાગ.

આહીં તો રહેવું નથી રે એવું નિશ્ચય કરો કરાર. ટેક.

ભજને શ્રી હરી રે રહેવું છે ત્યાં નક્કી રે;
એવું કરી લે સ્થિર આ વાર. ભજને.
નહિ ભજે જો પ્રભુનેરે ખાઇશ જમડાની તું માર. ભજને.
તારૂં માન નહિ રહે, પ્રભુ ભજન વિના લગાર. ભજને.
દાસ મણી કહે ફરીરે, હવે તું ધાર પ્રભુ આધાર. ભજને.

## પદ ૬૫ મું.

### મોં લાયક ઉજરીરે રૂપા અજબ બની—એ રાગ.

ભજું સ્નેહથી શ્રીહરી લઇ જાશે જાશે જમ જોર કરી,
વિચાર તું મન ફરીરે, એ વખત છે દોયું જરીરે;
માટે જતન કરીનેરે, ટાળો એ બીક ફરી.
બીક બાલ મુકુંદનીરે, જેની છે હાંક ઘણી,
હાંક હરીવર કરશેરે, ત્યારે તું જઇશ ડરી.
સાહે ત્યાં નહિ કરશેરે, સગાંસંબંધી તહીં,
દાસ મણીએ એવું ધાર્યુંરે, ભજીએ શ્રીજી હરી.

## પદ ૬૬ મું.

### લોહણુકે લાલ લડે—એ રાગ.

લાગેરે મુને મોહન વર પ્યારો-લાગે. ટેક.
મોહન વર લાગે સાંવરોરે રસીઓ પ્રાણાધાર;
જાણ્યારે મારા નેણુતણા સણગાર. લાગે.

એ લટકાને હું નહિરે મેલું રે હું રાખું હૃદય મોઝાર;
હારે નહિ જાવા દઉં રે લગાર. લાગે.
જોરથી છેડલો ઝાલીનેરે રોકીશ નંદકુમાર;
હારે મારા જાણી શીર શિરદાર. લાગે.
એ રસીલાથી રંગ રમીને આનંદ કરીશ અપાર;
હારે તેથી સુખ થશે રે અપાર. લાગે.
દાસ મણી એ શાન્તિ થકી આ ટાળશે જગજંજાળ;
હારે રાખું મોહન હૃદય મોઝાર. લાગે.

---

## પદ ૬૭ મું.
### રાગ હોરી.

દુરમતીઆનું સંગ દુ:ખદાઇ;
એવું સમજી તજો મિત્રાઇ. દુરમતીઆનું. ટેક.
દુરમતીઆનું સંગ છે દુસ્તર કરાવે નરકની તૈયારી,
એથી ચાર કોશ દૂર રહીને ભજીએ શ્રી જદુરાઈ;
તજો એવી દુષ્ટ મિત્રાઇ. દુરમતીઆનું.
હરીભજનમાં ભંગ પમાડે અધવચે લટકાવે,
એવા દુષ્ટથી દૂરજ રહેવા સંતશાસ્ત્ર સમજાવે;
ભજન કરવા કહેવડાવે. દુરમતીઆનું.
માટે મણી કહે પ્રેમ કરીને નાંખો પ્રપંચ છુટાઇ,
પ્રપંચ સઘળાથી દૂર રહીને પ્રેમથી ભજો જદુરાઈ;
મળશે મોહન મન ભાઇ. દુરમતીઆનું.

## પદ ૬૮ મું.

### નાથ કેશેં ગજકો બંધ છુડાયો—એ રાગ.

ગાજી રહીએ ગોવરધન પરભારી;
સાને રહીએ બીજાની લાચારી. ગાજી.
ભારી ભરૂસો રાખું શ્રીહરી પર ભજન કરૂં ચિત્ત ચોડી;
જૂઠા ખ્યાલમાં મનડું તોડીને રાખું નાથમાં જોડી. ગાજી.
શ્રી હરીવરની લગનીમાં રહું રહું જગત જંજાળથી ન્યારી;
મણી સદા શ્રીહરીને ભજીને કરશે તરવાની તૈયારી. ગાજી.

---

## પદ ૬૯ મું.

### રાગ ગરબી.

વાલા તારૂં ભજન આપો ભરપુરરે,
તેથી રહુંરે સંસારથી દુર. વાલા. ટેક.
વૃથા માયામાં ન લપટાઉંરે હેતે ગુણ તમારા ગાઉં;
નામ લેતાં મન મુસ્કાઉં. વાલા.
ધ્યાન આપ તાણું રહું ધારી તેથી છુટે ભવબંધન ભારીરે;
ત્યારે આપ મળો સુખકારી. વાલા.
દસ્ય સુખ તે તો વિનાશ થાયરે એમાં સમજુ તો નવ બંધાયેરે.
એ તો મોહની ફાંસી કહેવાય. વાલા.
મણી એ સુખમાં નવ રાચેરે ચર્ણ આપ તણા ઉર યાચેરે;
એવું કહે છે, વારંવાર સાચે. વાલા.

## પદ ૭૦ મું.

### રાગ ઉપરનો.

વહાલા તારી મુરતિ રહું ઉર ધારીરે;
તેથી મગન રહું છું મોરારી. વહાલા. ટેક.
શેર પેચ શોભે અતિ સારારે, મોહનવર મારી આંખ્યુંના તારારે;
શોભા જોઇ જીવે દાસ તમારા. વહાલા.
રાજે ઉરપર હાર હજારીરે, ભૂજ પ્રલંબ બાજુબંધ ભારીરે;
તે જોઈ નાખું પ્રાણ વારી. વહાલા.
કટી મેખલા શોભે છે સારીરે, પીતાંબરની પલવટ સારી રે;
એ તો છે રે જીવનદોરી મારી. વહાલા.
માણી કહે એ મુર્તિને દેખુંરે, ત્યારે જન્મ સફલ મારો લેખુંરે;
ધારી ધારી મુર્તિ નિરેખું. વહાલા.

---

## પદ ૭૧ મું.

ઓ રઘુવરજી રાત દીવસ મુને રહેજો રટણુ તમારૂં.–એ રાગ.
જીવ જાગી જો માયાની મોટપમાં, રહ્યો શું મોહી;
જીવ જાગી.–ટેક.
તું તુચ્છ માયાને ત્યાગી દે, એક સંત શાસ્ત્રમાં રાગી રહે;
રહે હરી ભજનમાં જાગીરે. જીવ જાગીને.
જો અંતર દ્રષ્ટિ કરી ભારી, ત્યારે જાણીશ માન તણી જારી;
તેથી છૂટ થા ત્યારે મળે સુખકારી. જીવ જાગીને.
માણી થા જગરિતીથી ન્યારી, નવરહેજે બીજે ક્યાં ચિત્ત ધારી;
ત્યારે મળશે તને મોરારી. જીવ જાગીને.

## પદ ૭૨ મું.

### રાગ ઉપરનો.

કહું હેત કરી સાંભળ મન, તારા સુખને કાજ. કહું.–ટેક.
પહેલું જોજે તું આ ભવમાં, સર્વ રચી રહ્યા માયા દવમાં;
ભોળા મ પડજે તું આ ભવમાં. કહું.
રહેવું છે આ ભવમાં ક્યાંઇ, તેં તો સમજી લેજો મનમાંહી;
સર્વ પડતું મુકી ભજ જદુરાઈ. કહું.
આંખ ઉઘાડી જો અરે બંદા, મલે જે જગત તણા ફંદા;
કહે મણી મ રહેજો ગંદા. કહું.

---

## પદ ૭૩ મું.

### રાગ બિહાગ.

દયા કરો દીનાનાથ રાંક પર, દયા કરો દીનાનાથ.—ટેક.
અતિ અપરાધી દાસી તમારી, ઉભી જોડી બે હાથ. રાંક.
આ ભવમાં નથી સાર સુંદરવર, રખાવો સંતને સાથ. રાંક.
અગણીત ભવમાં ગોથાં ખાધાં, હવે ઝાલો હરી હાથ. રાંક.
મણી આવી તેને હેતે બોલાવી, કરી લેજો સનાથ. રાંક.

## પદ ૭૪ મું.

### રાગ ઉપરનો.

મુજ અવગુણીપર નાથ દયા કરો, મુજ અવગુણીપર નાથ.–ટેક.
અનંત જન્મમાં હું અથડાઈ, હમણાં મલ્યો સંત સાથ. દયા.

નાશવંત સર્વ જગનું સાહીત્ય, એક અવીનાશી જદુનાથ. દયા.
તેમાં અમે ચિત્ત ચોડી રહ્યાંતાં, ન ઓળખ્યા જગનાથ. દયા.
આજ નાથ કૃપા કરીને, ઝાલો મણીનો હાથ. દયા.

---

## પદ ૭૫ મું.

### મીરાં મન મોહનશું માન્યું.—એ રાગ.

બાઈરે મેં તો ધણી ધાર્યો ગોપાળ. .... .... ટેક.
ગોપાળ ધણી ધાર્યો સ્નેહથી, હવે સોચ ન રહ્યારે લગાર;
ખરચી ખુટે ખરચી પુરશેરે, એજ લેશે શ્યામ સંભાળ. બાઇ.
હું દીવાની થઇ ફરૂં શ્યાને, ફરૂં થઈને લાચાર;
લાચારી રાખું એક શ્યામ સુંદરની, જેથી ઉતરવી છે ભવપાળ. બાઈ.
નથી ઠેકઠેકાણે રખડવું મારે, નથી કોઇની ઓશીઆળ;
મણી કહે ભિતિ રાખું ભગવંતની, જેથી ટળે જગજંજાળ. બાઇ.

---

## પદ ૭૬ મું.

### રાગ ઉપરનો.

મારે હવે કરવું નથી બીજું કામ. .... .... ટેક.
માન મરડાઇ સર્વ રાખીને રે, બાઇ શ્યાને કરૂં અપમાન;
ખાલી જગમાં ગોથાં ખાઈને, શ્યાને ભુલું ભજનનું કામ. મારે.
કડવાં વચન સ્યાને સુણું જગનાં, કાને ધરવું નથી મીથ્યાનું ધ્યાન;
ધરવું નથી મારે માયાનું આવણુ, મારે ધરવું નંદકુવરનું ધ્યાન.
મણી મન એવું ધારીનેરે, ટાળ્યું મોહ માયાનું માન;
શ્રી હરીવર ગુણ ગાન કરીને સદા કરશું અમૃત રસ પાન. મારે.

## પદ ૭૭ મું.

**સમીસાંજના આવ્યા તે પ્રભુ પાતળા જો.—એ રાગ.**

આવો હરીવર લાડીલા જો, હું તો પ્રેમેથી લાગુ પાય જો,
મારે મસ્તક મેલુ તારી પાદુકા જો, એટલી અરજ સુણો જદુરાયજો.
બારે ઉભી જોઇ રહી છું વાટડી જો,
મેં તો રાખી છે તમમાં ઘણી ખાંતજો;
ખાંત પુરો હરીવર પાતળા જો, મારૂં મનડુ ઠરે એવી કરો વાતજો.
મણી કહે છે વારે વારે વિનવી જો,
મોટી રાખી છે ઉરમાં આશ જો;
ભવબંધન છોડાવજો વિઠલાજો, બાંય ઝાલીને બેસાડજો પાસજો.

---

## પદ ૭૮ મું.

**દેવકીજીને ઉદર વસીઆ.—એ રાગ.**

નારાયણ નિરંજન, દિવ્ય સ્વરૂપ ઘનસ્યામજો;
આ ક્ષિર સાગરમાં, શયન કરીયું શ્રી હરી ભગવાન જો. ૧
શ્રી શેષજીની સજ્યા ઉપર, પોઢીઆ પરબ્રહ્મ જો;
સહસ્ર ફણાએ છત્ર ધરે છે, કોઈ ન જાણે મર્મ જો. ૨
નાભી કમલથી બ્રહ્મા ઉપન્યા, જે વેદનાથ કહેવાય જો;
નારદ વિણા વગાડીને, સુંદર ગાન ગાય જો. ૩
શિવ સરીખા પ્રભુજી, તમને ભજે છે સદાય જો;
તમ માટે જોગ ધરીને, બેઠાં બેઠાં ધ્યાન લગાય જો. ૪
એવા પ્રભુને ઉરમાં રાખી, કરૂં એનું ગુણ ગાન જો;
મણી ગુણ ગાન કરીને, કરે અમૃત રસ પાન જો. ૬

## પદ ૭૯ મું.

### તમારે આશે પડી છું.—એ રાગ.

તમારે શરણે પડી છું લક્ષ્મી પતિરે,
મને રાખજો તમ પાસ, મારા નાથજી આવાર. ટેક—તમારે.
નથી સુખ સંપતની ઇચ્છા રતીરે,
નથી પુત્ર પરીવારની લગાર રે આવાર. તમારે.
એક આશા રહે છે આપ ચર્ણુનીરે;
એ ઇચ્છ પુરો નંદકુમાર રે આવાર. તમારે.
મારૂં ક્રોધ મદ મોહ બાળજો પ્રભુરે;
એવી કરૂણા કરોને શ્રી મોરાર રે આવાર. તમારે.
મણી રાંક તેને દાસી કરો ફરીરે;
આ બાળ મતીને અંગીકાર રે આવાર. તમારે.

## પદ ૮૦ મું.

### બદ્રપતીનાથનું લેને શરણું રે.—એ રાગ.

મુને હવે નાથ ન દેશો વિસારીરે,
મેંતો આશા રાખી છે તમારી. મુને.—ટેક.
મેંતો સરવસ સોંપ્યું છે તમનેરે, નાથ છોડી ન દેશો અમનેરે;
હુંતો કરગરી કહું છું તમને. મુને.
નથી ગુરૂગમનાં મુને કાંઇરે, તમારા નામ સર્વે સામાઇરે;
નાથ બીજે નથી બીજું કાંઇ. મુને.

મુને કરજો પ્રભુજી તમારીરે, તમવિનાં કોણુ કહેશે મારીરે;
મારી લાજ તે સર્વે તમારી. મુને.
મણી આર્દ્દ ચિતે બોલે વાણીરે, તેને સુણજો સારંગપાણી;
ઉગારજો આપનું બિરદ જાણી. મુને.

---

## પદ ૮૧ મું.

### રાગ ઉપરનો.

છબી છેલ છોગાળા શ્યામ તમારીરે,
નાખું તન ધન તમ પરવારી. છબી.—ટેક.
રૂડા શૃંગાર ધર્યા છે સારારે, એતો લાગે પ્રેમીને પ્યારારે;
ચાલ જોઈ લાજે હસ્તી બિચારા. છબી.
ઉર હાર હજારી રાજેરે, ઉપર સુંદર છત્ર બીરાજેરે;
જોતા છબીને રતીપતી લાજે, છબી.
શિરપેચની શોભા ભારીરે, જોઈ જોઈ મોહી રહીં વૃજ નારીરે;
મારી સુરતી લાગી એક તારી. છબી.
મણી એ છબી ઉપર વારીરે, વારે વારે રહે નેણે ધારીરે;
તેથી થઇરે કૃતાર્થ ભારી. છબી.

-

## પદ ૮૨ મું.

### દેવકીજીને ઉદર વસીઆ.—એ રાગ.

ગુણ ભંડારી ગોવરધન, મારા આત્માના આધારજો;
ગુણ તમારા નાથજી, કહેતાં ન આવે પારજો. ૧

શિવ શૌનકાદીક બ્રહ્મા સરખા, ગુણ તમારા ગાયજો;
તમારૂં નિત્ય ધ્યાન ધરીને, આનંદ કરે છે સદાયજો. ૨
ભજન રસમાં બુડચો તેને, સ્વાદ લાગુ અપારજો;
દીનપ્રતિદીન એ રસ પીતાં, ઝીલુ ક્ષુધા સાગર મોઝારજો. ૩
નથી તેને ઉર સંસાર સુખની, અપેક્ષા લગારજો;
એક ઇચ્છા રાખે ઉર ભજનની, રહે નિષ્પ્રાંય જગમોઝારજો. ૪
મણી કહે હે નાથજી મારા, એ સમુજને આપજો;
નમી નમી તમને પાય લાગે, સંકષ્ટ સઘળાં કાપજો ૫

## પદ ૮૩ મું.

કહાન આવો તો શિખવું ચાતુરીરે.—એ રાગ.

સખી પડવે પરબ્રહ્મને પાય પડુંરે લોલ,
મારા પ્રીતમને પ્રેમથી, નિરખી રહુંરે લોલ. ૧
સખી બીજે બળીરાયે, ઘર પધારીઆરે લોલ;
વામન રૂપ ધરી ભિક્ષા, લેવા આવીઆરે લોલ. ૨
ત્રીજે કરદમ મુને ઘેર અવતર્યારે લોલ,
માતા દુવહુતીનાં કાર્ય આપ કર્યાંરે લોલ. ૩
સખી ચોથે ચતુરભૂજ થઇ પ્રભુરે લોલ,
ભકત ધ્રુવને અવીચળ પદ આપ્યો વિભુરે લોલ. ૪
સખી પાંચમે પાંડવની રક્ષા જઇ કરીરે લોલ,
સતી દ્રૌપદીની લજા રાખી હરીરે લોલ. ૫

સખી છઠ્ઠે છબીલા લાલા નાથજીરે લોલ;
દ્વારીકાંમાં રમ્યા યદુકુલ સાથજીરે લોલ. ૬
સખી સાતમે રાઘવ રૂપ અનુપ ધર્યુંરે લોલ;
પાજ બાંધી સમુદ્રનું ઉલંઘન કર્યુંરે લોલ. ૭
સખી આઠમે નૃસીંહરૂપ આપે ધર્યુંરે લોલ,
દુષ્ટ હિરણ્યકશ્યપુનો સંહરણ કર્યુંરે લોલ. ૮
સખી નવમે નરનારાયણ રૂપ ધરીરે લોલ,
બદ્રીકા શ્રમમાં તપશ્ચર્યા કરીરે લોલ. ૯
સખી દશમે વરાહ રૂપ લઇ કરીરે લોલ,
દાઢ અગ્રે પૃથ્વીજીને ધરીરી લોલ. ૧૦
સખી અગીઆરમે આપે વિચાર્યું લોલ,
મોહની રૂપ ધરી સુર કારજ સારીયુંરે લોલ. ૧૧
સખી બારમે બાણ હાથ છેદીઆંરે લોલ,
અનીરૂધ પરણાવીને પધારીઆરે લોલ. ૧૨
સખી તેરમે ત્રીલોક ગજાવ્યુંરે લોલ,
ઈંદ્ર રાજાનું મોહ નિવારીયુંરે લોલ. ૧૩
સખી ચૌદમે રક્ષા કરી સૌ દેવનીરે લોલ,
કંસ મારી રક્ષા કરી સૌ દેવનીરે લોલ. ૧૪
સખી પંદરમે પુરૂષોત્તને નમુંરે લોલ;
મણી કહે છે હે નાથ પ્રીતે પ્રણમુંરે. ૧૫

## પદ ૮૪ મું.

### રાગ ઠુમરી.

વાલા રૂપ અનુપ તમારૂં નિહાળી, મને ચટકી લાગી બહુ પ્રેમતણી.
વાલા.-ટેક.

પ્રભુ પ્રેમ ભક્તિએ આપ ગુણ ગાઇ, ભક્તિ વધારૂં અતી ઘણી.
પ્રેમભક્તિ વ્રજ વનીતાની પર, દયા કરી મોરારીરે;
આનંદ પમાડી રસ વધારી, મહાપદ આપ્યું ગિરધારીરે, વાલા.
ધ્રુવ પ્રલ્હાદને પ્રેમે મળીઆ, કૃષ્ણ કુંજ બિહારીરે;
મણીને એવું પ્રેમ અરપી, દયા ધરો દેવ મોરારીરે. વાલા.

## પદ ૮૫ મું.

### રાગ ઉપરનો.

દયા ધરો દીલમાં દયાળુ, આ રાંક નીશદીન અરજ કરે;
પ્રભુ આપને આગળ વાતજ કરતાં, દાસ દીલમાં બહુ ડરે.
ટેક.—દયા.

અનેક ભવમાં ભટકી ભટકી આપ ભક્ત દીઠાં નજરે;
હે દયાળુ કૃષ્ણ કૃપાળુ કરૂણા કરો કહું છું ખરે. દયા.
એવા સંતો દ્વારા મુજને જ્ઞાન આપો કહું છું ખરે;
મણી પર પ્રભુ કૃપા થશો ભવસાગર સેજે તરે. દયા.

## પદ ૮૬ મું.

### રાગ ઉપરનો.

જે મુખમાં નહિ રામ નામ તે મુખ પ્રેત સમાન કહીયે;
લેક સમાન જીભ્યા તેની તે મરમ સમજી લઇયે. જે. ટેક.
સુવર કુકરની રિતીથી પીંડ તેને પાડયોરે;
એ અજ્ઞાનીએ અણુસમજણુમાં દાટ પોતાનો વાળ્યોરે. જે.
મરીએ તોપણ એવા મનુષ્યો સંગ ન કરીએ પ્રાણીરે;
સુકૃત સઘળા દુર કરાવે મણી સમજ એ એધાણીરે. જે.

---

## પદ ૮૭ મું.

### રાગ ઉપરનો.

પરમારથ પ્રીછે નહિ પ્રાણી એનો એળે અવતારરે;
મુઢ ગુંથ્યો માયામાં માને નહિ ગમારરે. ટેક. પરમારથ.
પોતાની મગરૂરીમાં મોહી રહ્યા કુબાજીરે;
કામધેનુ સમ ભક્તિ રૂપી પય ખોયું તેં દુષ્ટ પાજીરે. પરમારથ.
લોભમાં લલચાયો મિથ્યા માનમાં ભરમાયોરે;
મણી કહે હરી ભજન કરી પરમારથ માર્ગ ધાઓરે. પરમારથ.

## પદ ૮૮ મું.

### રાગ ગરબી.

રે સખી ભજન કરીએ ભાવેરે;
જેથી જન્મ મરણ દુઃખ જાવેરે. સખી. ટેક.

જન્મ મરણ ટાળે ભરમ ભિતીરે,
એવી મહાપુરૂષની રીતીરે;
જેની વાણીમાં ભરેલી સુનીતી. સખી.
એવા સંતને નમી નમી રહીએરે,
એનાં મુખથી જ્ઞાનામૃત પીયેરે;
કહે મણી મહા સમુદ્ર તરી જઇયે. સખી.

---

## પદ ૮૯ મું.

નાથ કેસેં ગજકો બંધ છુડાયો—એ રાગ.

સાધન કર્યા વિના નથી આરો;
તે વિના નહિ મળે પ્રાણ પ્યારો. સાધન. ટેક.
ગુરૂનાં વચનો શીશ ધરીને,
ભરૂ ભજન ભંડારો;
જો ભજન ભરપુર હશે તો,
ઝાલશે હાથ હરી તારો. સાધન.
કુડ કપટ પર કરવત રાખી,
મુકી દીયો કુટ વાડો;
નિષ્કપટ હ્રદય તારો હશે તો,
નહિ ઝાલે હાથ જમ તારો. સાધન.
મણી સાવધાન થઈ કરી,
કરે સાધન સાંજ સવારો;
એ સાધનથી રિઝે રાધાવર,
મલશે નંદ દુલારો. સાધન.

## પદ ૯૦ મું.

### રાગ ઉપરનો.

કાયર પણ નહિ આવે કામ એથી નહિ મળે રઘુરામ. કાયર. ટેક.
સુર સરખાં તીવ્ર વૃત્તિનાં થઇ ભજીએ શ્રીભગવાન;
ખટપટ સઘળી દુર કરીને લઇએ નિરંતર નામ. કાયર.
માતપિતા સગાં સ્નેહી કોઇ ન આવે કામ;
સગા સ્નેહી સૌ જાણુ હરીમાં એ વાતનું મર્મ તમામ. કાયર.
માયાનો સઘળો છેરે આડંબર તેથી દુરેરે તમામ;
મણી કહે થઇ સર્વ અળગા ગૃહીએ ચરણ ઘનશ્યામ. કાયર.

## પદ ૯૧ મું.

બાલમુકંદકો ઠાઠ ભારી એ છબી દેખનકે જાઉં બલીહારી. ટેક.

રૂમઝુમ કરકે ફીરત મંદીરમે,
કીલ કલાઈ કરત બોલ મુરારી. બાલ.
ભુખ લગત જબ આવત દોડી,
મખન મીસરી તબ લીહાવત ચોરી. બાલ.
જ્યું જ્યું કીલાવત જશોદા મૈયા,
ત્યું ત્યું હઠ કરત દોનું ભૈયા. બાલ.
મણી સદા ઇનકો ધ્યાન ઉર ધારી,
હૃદય રખલેત શ્યામ મુરારી. બાલ.

## પદ ૯૨ મું.

કૃષ્ણ કનૈયેકો ખેલ હે ભારી, સંગમે લીની હે રાધા પ્યારી. ટેક.

રાધા પ્યારીકે સંગમે મોરારી,
મુરારી કે પાસમે રાધા કરત માન ભારી. કૃષ્ણ.
રાધા રિસાવત કહાન મનાવત,
કરત શ્યામ ઇનકે પાસ લાચારી. કૃષ્ણ.
કર દોઉ જોડી સ્યામને ખડો હે,
હાંસી કરત સબ સખી પ્યારી. કૃષ્ણ.
મણી બની અબ દાસી તુમારી;
જાની અપની આપ લીઓ ઉગારી. કૃષ્ણ.

---

## પદ ૯૩ મું.

સુન રાધે પ્યારી દે જા દે જા બંસુરી મેરી-એ રાગ.

મેં તો સાંમરેકું ઢુંઢ ઢુંઢ અબમે હારી,
ઓતમે હારી સખી મોરી પ્યારી, કહા જાઇ કહુંએ પુકારી. મેં તો.
જબ લગ મીલત નહિ મોયે પ્યારો,
તાં લગ કચ્છુ ન સુહાત સુખારો;
મેરો મનકો માનેતો હે પ્યારો. મેં તો
પલ ઇન બીન જો જાતી હમારી,
સો સમજુ મેં સબ દુઃખકારી;
બન ગઇ ઇન બીના સખી બાવરી. મેં તો

દાસી મણીકી શુદ્ધ ગુમાઇ,
કીન બીધસે મીલે જદુરાઇ;
ઇનકે કાજ બની સખી બાવરી. મેંતો.

## પદ ૯૪ મું.

### રાગ ભૈરવી.

નિરખું પ્રાણુ આધાર નજર ભરી નિરખું પ્રાણુ આધાર,
પ્રાણુ પ્રિતમ વિના આ સુખ સઘળું;
લાગે છે તુચ્છકાર. નજર.
માઇક વસ્તુ જે જોઈ તે;
સઘળી નાશ થનાર. નજર.
મણી કહે માટે સર્વે મેલીને,
ભજીએ કૃષ્ણુ કિરતાર. નજર.

---

## પદ ૯૫ મું.

### રાગ ભૈરવી.

નારાયણુને ગાવો એની અવસર ફરી ફરી નહિ આવે,
મિથ્યામાં શ્યાને ભટકાવો અવસર ફરી નહિ આવે;
ચિંતામણી તુલ્ય મનુષ્ય જન્મ છે,
ફરી ફરી તે નહિ આવે. અવસર.
મણી કહે છે આ અવસરે,
કૃષ્ણુ કરૂણા બહુ લાવે. અવસર.

## પદ ૯૬ મું.

### રાગ ઉપરનો.

હે મુરખ મન તુજને કહું છું પ્રપંચ મુકીને થાને પરો,
આનંદ કંદનું નામ લઇને આનંદથી ભવમાંઇ ફરો. હે મુરખ.
વિષય વિકાર છોડીને,
હરી રસનામૃત માંહી ધરો. હે મુરખ.
મણી કહે દયા ઘનને,
ભજી ભજી ભવ છેડો કરો. હે મુરખ.

---

## પદ ૯૭ મું.

### રાગ ઉપરનો.

રાખ ભરૂસો રાધાવરનો કોઈ દીન મુકી નહિ દેશે;
સર્વ સમયમાં શ્રીહરિવર ખબર તમારી બહુ લેશે. રાખ.
સમય સમય પર-સાદ કરીશ તો,
ખબર તારી તે ઘડી લેશે. રાખ.
દયાસીંધુ સ્વામી મણીનો,
અંતે આવી ઉભો રહેશે. રાખ.

## પદ ૯૮ મું.

### પ્રભુ મારી વિનંતિ સુણજો આજ-એ રાગ.

જાગ્યા તે જીત્યા જગમાય જો જીવ વિચારીરે,
ઉંઘમાં મહા પ્રલય થાય રહ્યા તું લાચારીરે. ટેક.

જાગ્યાં જુઓ નારદજી જાગ્યાં વાલ્મિક મુન્ય;
જાગ્યાં મીરાંબાઈ જેણે રિઝાવ્યાં ગોવરધન. જો જીવ.
ગજ ગુનીકા જાગીઆં જાગ્યાં ધ્રુવ પ્રહલાદ;
અમરીશ રાજા જાગીઆં જેણે મૂકયો વૃથા વહેવાર. જો જીવ.
એનાં નામમાં છે ઘણું એનું નામ નાવ તું જાણ;
એ નાવમાં બેસીને તારી બુડતી બેડી તાર. જો જીવ.
મણી લક્ષ્મી-દાસ કહે મન છોડ જગતની આશ;
એ આશામાં નહિ વળે તારૂં નવ કર તું એનો વિશ્વાસ. જો જીવ.

## પદ ૯૯ મું.

મુને ખરી ખાતરી આપી જખ મારે બધી દુનિયા-એ રાગ.

મુને ખરી ખાતરી આપો,
દર્શન દઈ કષ્ટ કાપો. ટેક.
તમેજ છો માબાપો તમે દયા કરી પાપ કાપો,
મારે મસ્તકે કર થાપો. મુને.
મોહ માયા મારી કાપો દીન દાસને ભક્તિ આપો;
શિદ માયા નાખી સંતાપો. મુને.
તેથી થતાં નથી જપ જાપો તેથી થાય છે બહુ પાપો;
તમે દયા કરી દુઃખ કાપો. મુને.
કર્યા અતિ મેં ઉત્પાતો રહ્યા મન બહુ મદમાતો;
ગ્યો વણુ સમજે તણાતો. મુને.

મણી કહે હવે સુખ આપો મન રહે તમ ચરણે રાતો;
મુરખને સુધારી સેવા આપો. મુને.

---

## પદ ૧૦૦ મું.

### જાગી દ્વારે હમારે આયો હયેરે-એ રાગ.

જાગી જદુપતિ વર પ્યારા કાયકું ઝગડો મચાયો હયેરે. ટેક.
હાલરીઆ ગાઉં તોકું ઝુલાઉં,
પય પાન તોકું કરાઉં મીઠી મીઠી બનીઆં તોકું સુનાઉં;
બલભદ્ર ભૈયાંકું નહિ સુનાઉં. જાગી.
પાય પછારત નેપુર બજાવત કર મુખ અંગુલી ધાવતહેરે;
બંકડે બાલ પડત નેનમે ઈસારે સમજાવતહેરે. જાગી.
ઉરમે ભીડુ ગોદમે બીઠાઉં,
સમજાયો સખી નાં સમજેરે કાલી કાલી બાતમે નહિ સમજત હું;
ઉનકે લીએ ઓત કરેહે. જાગી.
મણી લક્ષ્મીદાસકો નાથ લીલા બતાવે માતા જશોકું ઓત ભાવે;
બહુત વિધિસેં ઉનકું સમજાવે જાહી નંદ બાવાકુંરે કહાવે. જાગી.

## પદ ૧૦૧ લું.

### રાગ ઉપરનો.

ધન્ય ધન્ય ભાગ્ય જશોદા મૈયાતેરો જાકે ગરૂ જન્મ્યો શિરદાર હમેરો,
પુર્વકી તુમરી તપસ્યા ભારી જાકે લીયે આયો હય મુરારી;
લીલા બતાવત પુત્ર ભાવકી તોકું લાડ લડાવત ભારી. ધન્ય

ભાગ્ય શાળી બાઈ તું હય ભારી યું સબ કહતહે ગોપ કુમારી,
જાકે ગરૂ બ્રહ્માંડ મુરારી તાકે નામ પર જાઉં બલીહારી. ધન્ય
મણી લક્ષ્મી દાસકે નાથકે નામકો હેમહાતમ ભારી,
જોઇનકો નામ સ્મરે સ્નેહ શેં તાકી હોતહે ભારી. ધન્ય

## પદ ૧૦૨ મું.

### મયાં મોયે દીજે માખન રોટી એ રાગ.

રાજ પાટ મળ્યો તામે કરત ગેમારી આગે ચરાવ ગૈયાં હમારી.
ગરધર ઢુંઢત માંખત ચોરત;
છાછ પીવત ખાટીરે હમારી. રાજ.
કારી કામર ઓઢત પગીઆ બાંધત,
બનમે ફીરતહે કાન ગીરધારી. રાજ.
પીશુની ચુગલી કરત હમારી પરસ્ત્રીસંગ ફીરત મુરારી,
ભૂલગ્યો એ દીન કુંજબીહારી. રાજ.
આગે ધરાવત મોર પીંછકે મુગટશિર, ગુંજેકાહાર ધરાવત ઉરપર,
અબ પામ્યો હીરા માનેક હજારી. રાજ.
બનમે દધી ઓર રોટી માંગત રૂષિ પત્નીઓ પાસ જાકે જાચચ,
સો દીન યાદ કરોરે મુરારી. રાજ.
મણી લક્ષ્મી દાસકો સ્વામી બોત અભીમાની.
દયા દ્રષ્ટિશે કરૂણા કરે ધનશ્યામી. રાજ.

## પદ ૧૦૩ મું.

**મંદીરીઆમાં મુને વહાલા લાગો છો મહારાજ એ રાગ.**

સમજાયો નાં સમજે મેરા લાલ મેરી પાસરે,
એ હઠીલો હઠ કરે જાત ગોપી સાથરે, ટેક.
સમજાયો નાં સમજત પ્યારો લોટત ધરણી પર ઉગાડો,
છોડાવત મેરો હાથ. સમ.
જો માગે આપુઇ દેઉં, ખેલવના લઉં કે ઠાડી હું,
ક્યા જાને કહા કરત હે બાત. સમ.
મીઠી મીઠી બાત કરે સમજ મોયે નાપડે,
લડયો હય બલભદ્રકી સાથ. સમ.
મણી લક્ષ્મી દાસકો નાથ બતાવત સુખકો ભારી,
બાલ. ચેષ્ટા કરત મુરારી. સમ.

---

## પદ ૧૦૪ થું

**દીનકો દયાલ છોડી કોને શરણુ જાઉં–એ રાગ–**

કર્મકી ગત ન્યારી માતા જશોદા ભાગ્યશાળી
જાકે ગરૂં બાલ બન આયો હય મુરારી ટેક
પય પાન કરાવત માત ઓત કરાવત વાત
ખેલાવત ગોદમેખેલત મુરારી
શ્રૃંગાર ધરાવત હાથ સબ ક્રીયામે રખે સાથ
અંજન આંજી તેલ દાલી ચુંબન દેત ગાલી કર્મકી
મણી લક્ષ્મી દાસ કહત આપકી ભક્તિ ચહત
જ્ઞાનમે ગરકાબ કરો શ્રીમુરારી કર્મકી

## પદ ૧૦૫ મું.

રાગ જોગ આશા અહાહાહા કેવા યશગીત-એ રાગ

કાલી કાલી વસ્તુ છોડદે સખી પ્યારી
કાલી કાલી વસ્તુ હય કામણુ ગારી          કાલી ટેક
કાલે રંગકો હય મુરારી મુજકુ કામણુ કરદીઆ ભારી
કાલી કાલી વસ્તુ નહિ ચઇએ મુરારી          કાલી
કાલી હય કાગવાણી કાલી બોલત કોયલ વાણી
કાલી વસ્તુકી રખુ નાહિ ખ્યાલી
મણી લક્ષ્મી દાસ કહે છે કાલા અંજનકો ત્યાગ દે છે.
કાલી વસ્તુકું છોડ દે છે          કાલી

## પદ ૧૦૬ મું.

રાગ-ઉપરનો.

એસે બોલે ગોપ કુમારી
બહુત ઠગી હય કુંજ બિહારી          ટેક
ઠગ વિદ્યા ઈનકુ અતિ આવે ઠગ વિદ્યામે બોત ભમાવે
શિવ બ્રહ્માકું ઠગી રીઝાવે          એસે
ઇનકી અખીઆં હય બોત ઠગારી ઠગી લીની સબ ગોપ કુમરી
ઠગીલીને નારદ ત્રીપુરારી          એસો
મણી લક્ષ્મી દાસકો નાથ ઠગારો જાદુગારો હય ધુતારો
ચેતો હવે મોકું પ્રાણસેં પ્યારો          એસો

## પદ ૧૦૭ મું.

### રાગ રંગીલીલાને રૂપે રહી છું હું તો મોહીને-એ રાગ

ઉભાં વહાલો અલવ કરે ગીરધારી
ફરે છે મુરારી જુએ છે બીહારી ઉભાં ટેક
નયનુમાં નેહ જણાવે જીવનજી, કરૂણા ભીનાં ઉભાં કૃષ્ણાજી
એતો જીવન દોરી અમારી ફરે છે
જોતારે એની ભવ દુઃખ ભાગે અનંતરૂડા સુકૃત જાગે
જેથી પામીએ આનંદભારી ફરે છે
દાસમણી એમ એને નીહાળી રૂપ નિરેખી થઇ ભાગ્યશાળી
જેથી ટળી સંસાર પીડા ભારી ફરે છે.

## પદ ૧૦૮ મું.

### રાગ ઉપરનો.

વહાલા મારા તનડાનાં તાપ નીવારયાં.
તાપ નીલારયાં. આ ભવથી ઉગાર્યાં વહાલા ટેક
આપ દયાથી વસુ જગતમાં આપ દયાથી આવી છું ગતમાં
આપ દયાળુએ અમ રદય ઠારયાં તાપ
આપ દયાથી વદુ છું વાણી આપ દયાથી લઉ સર્વ જાણી
આપે અનુગ્રહ કરીને જીવાડયા તાપ
મણી કહે નાથ દયા તમારી એ દયાથી મુજને ઉગારી.
દયા રૂપી અમૃતથી ઉછેરયાં. તાપ

## પદ ૧૦૯ મું.

### શ્યામને ભરોસે હું તો વખત ગુજારૂં-એ રાગ.

દીનાનાથ દીનબંધુ શુધ મારી લેજો.
તમારા ચર્ણમાં લઈ શાન્તી ઉર દેજો. ટેક.
પુરે પુરી ભક્તિ મને દેજો અવગુણ મારા સુધારી લેજો દીના.
અપરાધી થૈ છું હુ ભારી તેથી કરી સ્નેહથી ભક્તિ જો તમારી. દીના.
ખોટ ખાધીમેં નાથજી ભારી ખોટા સ્નેહમાં પડીને દીધાં
તમને વિસારી. દીના.
મણી લક્ષ્મી દાસને લેજો સંભારી નાથ ચરણમાં લેજો સ્વીકારી દીના.

## પદ ૧૧૦ મું.

### રાગ ઉપરનો.

તમ વિના કોણ કેશે દાસી મારી નવ કરશો નાથ મુજને નાધારી.ટેક.
નથીરે મનની લગામ હાથમાં મારી પરતંત્રતાથી ભમુંછું ભારી.
વિવેક વિધ્યાથી છઉં તદન અજાણી તેથી દશા થઇ મારી નઠારી,
તેથી પસ્તાવો થાય ઉરભારી કેમ ઉગરશે આ દાસી તારી
મણી લક્ષ્મીદાસને ન રાખશો ન્યારી ઓથમાં લેજો હવે દેવ મુરારી.

## પદ ૧૧૧ મું.

### શું શું વરણું સૃંગાર શ્રીજી માતતણું એ રાગ.

નહિ નહિ છોડુ જદુ નાથ હાથ તમારો હરી,
હવે રાખો તમારી સાથ પ્રભુજી પ્રીત કરી. ટેક.

હાથ સ્વીકારો વિવાની વિધીથી વનમાં શ્રીજદુનાથ રે
બ્રહ્માને સાવીત્રી તેડાવો તેડાવો ત્રીપુરાસુરનાથ. પ્રભુ.
વનમાં એ રૂડી ચોરી બાંધીને લગન કરો મુજ સાથ રે.
તેત્રીશ કરોડ દેવતાઓને તેડાવો બાજોઠ ઢરાવો નાથ પ્રભુ.
હાથી દાતનો ચુડો વેરાવીને પેરૂં પ્રભુજી હું હાથ રે,
કેશરી શાડી ચોળી રૂપાળી હું શૃંગાર સજુ જદુ નાથ. પ્રભુ.
પાય નેપુર ઝાંઝર જમકારી ઉરપર પેરૂં હાર હજારી,
ટીલડી દાણી નથડી પેરૂં ચિબુક ધરૂ હું નાથ. પ્રભુ.
કાનમાં કાપને વારીઆ પેરૂં બાંયે બાજુ બંધ ધરૂં જદુનાથ,
હાથ પાનમે ચુડા પેરી વેઢવિંટી ધરૂં હું નાથ. પ્રભુ.
ઘુંગટ વારી બાજોઠે બેસું તમે બિરાજો સનમુખ નાથરે,
આ કોમલ કરમાં મારો હાથ સ્વીકારી કન્યા દાન લીયો
મારા નાથ પ્રભુ.
મણી લક્ષ્મી દાસના સ્વામી એ વિવા કરો મુજ સાથરે,
વિવા કરીને પાસે રાખો એટલી પુરો આશ. પ્રભુ.

---

## પદ ૧૧૨ મું.

### રાજ રામ રસપીધો આજ તો આનંદથી એ રાગ.

આજરે આનંદથી પ્યારાં નાથ દીઠા;
લાગે મુને મીઠાં ટેક.
પ્યારાનો પ્યાર જોઈ થઈ બહુ રાજી,
ઓચીંતામે ચર્ણ ઝાલી લીધાં રાજ પ્યારા

ચર્ણુ પકડી પડી હું શરણે.
નિરખીને નેણ તૃપ્ત કીધાં રાજ પ્યારા
હસીને હરી બાંહુડી ઝાલી.
મનમાનંતા સુખ દીધાં રાજ. પ્યારા.
મની લક્ષ્મી દાસની અરજ સુણીને
હેતેથી દર્શન દીધાં રાજ. પ્યારા.

---

## પદ ૧૧૩ મું.

### મારા સ્વામી બોલેને બાળા-એ રાગ

જેનેરે મળ્યાં હશે એ ગીરધારી,
તેનાંરે ભાગ્ય શું કહું સખી મારી. ટેક.
ભાગ્યરે શાળી મીરાંબાઇ ભારી,
જેણેરે ઉરમાં લીધાં ગીરધારી;
છે દયાળુને દયા ઉર ભારી. જેનેરે.
ભલો નરસિંહ ઘણો ભાગ્યશાળી,
જેને મલતાં સનમુખ સુખકારી;
સ્મરણ કરતાં સામા રહે મુરારી. જેનેરે.
નથી નથી નિર્દય વનમાળી,
નથી કઠોર છે કોમલ ભારી;
ભક્તિથી વસ વર્તે મુરારી. જેનેરે.
મણી લક્ષ્મીદાસ એવું જાણી,
ગાય ગુણ પ્રેમ સ્નેહ આણી;
જ્યારે ત્યારે લેશે બાંય મારી. જેનેરે.

## પદ ૧૧૪ મું.

### રાગ વણઝારો.

ખાતું પુરૂં કરી લે તારૂં તેમાંથી થાશે સારૂં. ટેક.
ખાતું રાખીશ માં અધુરૂં કરજ ચડી જાશે. પુરૂં.
ઉતારજે લેણું તારૂં. તેમાંથી.
નિત્ય ખત તપાસજે ખરૂં રખે રહી જાતું અધુરૂં;
દેવું લેવું કરી લે પુરૂં તારૂં. તેમાંથી.
માટે ભેઠ બાંધીને કમાવું માથે કરજ નામ ન કહાવું;
થશે સઘળું તારૂં સારૂં. તેમાંથી.
મણી લક્ષ્મીદાસ મન મારૂં તને સમજાવીને વારૂં;
નથી આંહીં હવે કોઇ તારૂં. તેમાંથી.

---

## પદ ૧૧૫ મું.

### માતુશ્રી મારીરે સત્યતા છે બહુ ભારી–એ રાગ.

છોડી દે આશારે અહિની તું હવે તારી,
શ્યાને થાયે તું ખુવારી. ટેક.
છોડી આશા તું ભજ ગિરધારીરે એનાં નામની માળા જપ સારીરે;
જેથી થાશેરે અંતે સદ્‌ગતિ તારી ભજવિના નહિ મળે મુરારી. છોડી.
જવું દુર દેશાવળ ભારીરે સાથે રાખજે ભાતું સંભારીરે;
નહિ આવેરે માતતાત તુજ સાથે જાવું પડશે એકલું એ વાટે. છોડી.
એ વાટ છે બહુ અજાણીરે વચમાંહી ભય છે ભારીરે;
એ ભયનેરે ઓળંગી જો જાશે તો પ્રભુપદ પાસે રહેવાશે. છોડી.

મણી લક્ષ્મીદાસ એમ કહે છે રે હવે ચેતી ભગલાં દે છે રે;
જમ પાસેરે જાવું ન પડે તુજને એવી રીતે વરતવું મુજને. છોડી.

## પદ ૧૧૬ મું.

### મુગટપર વારી જાઉં નાગર નંદા—એ રાગ.

ભજી લ્યો ભગવંત સર્વે સ્નેહથી એક વારો. ભજી. ટેક.
ભજી લે સ્નેહથી ઘનશ્યામ ગોપાળા,
રાખ હ્રુદયમાં એજ આધારા;
નહિ છોડે એ પ્રાણનો પ્યારો. ભજી.
ફરી ફરી મનુષ્ય દેહ નહિ આવે વખતોવખત ભૂલી શીદ જાવે,
પછી નહિ મળે વારો. ભજી.
મણી લક્ષ્મીદાસ મન તુને કે છે હ્રુદયમાં નિત્ય તુજથી ડરે છે;
હવે શાન્તિથી હ્રુદયને ઠારો. ભજી.

## પદ ૧૧૭ મું.

### મુને ખાતરી આપી જખમારે બધી દુનિઆ એ રાગ.

રાખો મુજ પર પુરો દાવો મુને આપો સેવાનો વારો. ટેક.
હજુરીમાં દાખલ કરાવો મુને સ્નેહથી નાથ નિભાવો.
મારા ધ્યાનમાં શ્રીજી આવો. રાખો.
મુને અમૃત રસ ચખાવો સતસંગનો લાવો અપાવો.
મુને નીતી રીતી સમજાવો. રાખો

મુને દાસ તમારો કહાવો મુને શાન્તી શિયળ અપાવો.
મારો મન સ્થિર રખાવો. રાખો.
ભણી લક્ષ્મીદાસને નિભાવો આપ મુખ મુને દરસાવો;
દર્શન આપી અઘઓઘ કટાવો. રાખો.

## પદ ૧૧૮ મું

### રાગ ઉપરનો.

શરણે આવી છું શ્રી ગીરધારી મુને સજ્જડ ઓથ તમારી. ટેક.
નહિ રહું હવે ઓશીઆળી મુને માયા આપ ગિરધારી;
મારે શિર પર છાયા તમારી. શરણે.
અલૌકિક આનંદ આપ્યો ભારી કરી કૃપા કરૂણાકારી;
કરી દયા તણી વૃષ્ટિ ભારી. શરણે.
ચરણુને શરણે રખાવો મુરારી ભક્તિ આપી લ્યો છો આપ તારી;
એવી અવિચળ ટેક તમારી. શરણે.
ભણી લક્ષ્મીદાસ માગે મુરારી આપ ચરણે હસ્ત પસારી;
ભક્તિ આપી કરો ભવ પારી. શરણે.

---

## પદ ૧૧૯ મું.

### મેરે કરમેં દિલગીરી હય-એ રાગ.

જમવા પધારો જીવન મારા;
વાટડી જોઈ બેઠી છું પ્યારા. ટેક.
વિધ વિધની સામગ્રી બનાવી શાક ભાજી બહુ વિધીથી સુધારી,
રાઇતાં આચાર કર્યા સારારે. જમવા.

દાળ ભાતને કઢી વઘારી ધાણા ભાજીની ચટણી બનાવી.
દુધ દહીંનાં રાખું કટોરારે. જમવા.
જળ જમુનાની ઝારી ભરી લાવી તમે જમો હું જમાડુ મોરારી.
હાસ્યથી કરી હસાવું મારા પ્યારા રે. જમવા.
મણી લક્ષ્મીદાસની આશા છે ભારી તમારી સેવામાં સ્વીકારો મુરારી,
અરજી ધ્યાનમાં લેજો આધારારે. જમવા.

## પદ ૧૨૦ મું.

### રાગ ઉપરનો.

બીડલી બનાવું જાદુગારી વશ કરૂં મેં ગીરધારી. ટેક.
કાથો ચુનો એલચી સોપારી લવીંગ જાયફલ જાવંત્રી સુધારી;
કસ્તુરી નાખું કામણગારીરે. બીડલી.
પ્યારાના મુખમાં આપુ સખી મારી બીડલી પ્રેમયુક્તે ભારી;
મણુ નાથને વારી વારીરે. બીડલી.
જોરથી બેસાડુ સખી મારી જાવા નહિ દઉં શ્રીગીરધારી;
મારા સમ છે મોરારીરે. બીડલી.
મણી લક્ષ્મીદાસ ઉભે કર જોડી તેને ન મુકશો તરછોડી;
બીડી સ્વીકારો મુરારીરે. બીડલી.

---

## પદ ૧૨૧ મું.

### મારે મોહોલે આજો હોજીરે–એ રાગ.

ગોઠડી કરીશું રાતે હોજીરે;
નહિ જાવા દઉં નાથજીરે. ટેક.

ઘણારે દિવસની હોંશ આશા પુરી આપો સંતોષ;
પ્યારા મારો ટાળો હવે હોજીરે. નહિ.
પલંગ બીછાવી પ્યારા ગાદલા બીછાવું સારા;
ઓછાડ તકીઆ રખાવું પ્યારા હોજીરે. નહિ.
બંટા ભોગમાં લાડુ લાવું પાન સોપારી આલું;
વિંજણો સ્નેહથી હુંરે ઢાળું હોજીરે. નહિ.
મણી લક્ષ્મીદાસ વિંજાણું લઇને પવન કરે છે રાંકડી થઇને;
એને આપ તણું શરણું આલો હોજીરે. નહિ.

---

## પદ ૧૨૨ મું.

### રાગ ઉપરનો.

અલબેલા આવો પ્યારા હોજીરે;
લટકંતા લાલ શ્યાને રોકાણા આધારા હોજીરે. ટેક.
મનના છો મોતી મારા હૈડાનાં છો હાર પ્યારા;
ઉરપર ધારી રાખું કૃષ્ણ કૃપાળા હોજીરે, લટકંતા.
હૃદયમાં રાખીશ તમને, છેહ ના દેશો અમને;
આશા નીરાશા ન કરશો પ્યારા હોજીરે. લટકંતા.
એ હામડી મુને ભારી લાગી રહી તમથી તાડી;
નથી રહેતી સ્થિર મારી હોજીરે. લટકંતા.
દાસ મણી એવું માગે તુજ પદ ગાઇને જાગે;
એવી ટેક રખાવજો પ્યારા હોજીરે. લટકંતા.

## પદ ૧૨૩ મું.

### રાગ વણજારાનો.

નથી સાર જગતમાં કાંઈ માટે મેલી દે મન મોટાઈ. ટેક.
ખાલી કડાકુટમાં ભાઇ જાશે આયુષ્ય એમ ખવાઇ;
નહિ થાશે તેમાંથી સવાઈ. માટે.
રાખો હરી ચર્ણે ચિત્ત ચોડી ઉરથી મમતા દે છોડી;
ચિત્ત રાખ પ્રભુમાં મીલાઈ. માટે.
સાચા સગા શ્રીહરી તારા બીજા સર્વે છે ઠગનારા;
માટે મજા જે તેમાં ગુંથાઇ. માટે.
મણી કહે હે મન મારા કર શ્રી પ્રભુને પ્યારા;
રહે સદા ભજનમાં ભીંજાઇ. માટે.

## પદ ૧૨૪ મું.

### ઠાઠ તમારો બહુ છે ભારી જોવા જેવો માત–એ રાગ.

રસીલા રંગીલા પ્યારા મારા આવો અમારી પાસ. ટેક.
ધ્યાનમાં આવો પ્રીતમ પ્યારા જોઉં તમારી વાટ;
રીબાવો શ્યાને શ્રીજી એવું કરો શ્યાને માટ. રસીલા.
જરકશી જામા પેરી આવો સામા નાથ ધરો ંગાર;
પીતાંબરની પલવીવાળો મારા પ્રાણુ તણા આધાર. રસીલા.
શોભીતાં શ્રૃંગાર ધરી હરી મુખ બતાવો મહારાજ;
દર્શન દઈ દુઃખ કાપો દયાનિધિ એજ માગું છું આજ. રસીલા.
દાસ મણી કહે મુજ ઉપર નાથ કરો કૃપા આણો વાર;
દયા કરીને દાસને દર્શન દાન આપો મોરાર. રસીલા.

## પદ ૧૨૫ મું.

**હરિના ભજન વિના નથી ઉગરવાનો આરોરે–એ રાગ.**

શ્યાને મન મારા જાય તૃષ્ણા માંહી તણાઈરે;
હો મન મારા શ્યાને રહ્યો મિથ્યામાં મોહાઈરે. શ્યાને. ટેક.
તારૂં ધાર્યું કંઈ નહિ થાશે, નાહક મિથ્યાપુરમાં તણાશે;
જાઈશ તું એમાંથી રખડતો ભાઈરે. શ્યાને.
લેખું ચોખું જુક્તે કરજે, ખોટે ઘોડે તું મત ચડજે;
શાણો થઇને રહેજે સદાઈરે. સ્યાને.
માટે મન તું ચાલજે ચેતી મણી વખતોવખત રહે કેતી;
ત્યાં છે સાચાની સવાઈરે. શ્યાને.

## પદ ૧૨૬ મું.

**તે સર્વોતા પરબ્રહ્મ પ્રભુનું નિત્ય નિરંતર ધ્યાન ધરૂં–એ રાગ.**

હે નાથ અનાથનાં તાત થઈ મુજ રાંકને શીદ કરી છે પરી;
તમવિના મારી સાર સંભાળ કોણ લેશે વિચારો શ્રીકૃષ્ણ હરી. ટેક.
ગજું શું છે નાથજી મારૂં શિક્ષા દઇને તજીરે હરી;
એથી ગભરાઉં અતિ મુઝાઉં તમપાસ કહું ટળવળી. હે નાથ.
ભૂલ ઘણી થઇ છે મારી અપરાધી બની છું તમારી;
એથી લાચાર બની છું પ્યારા વાંક તમારો નથીજ જરી. હે નાથ.
મણી લક્ષ્મીદાસ તમ ચર્ણે પડે છે ફરી રે ફરી;
દીન જાણી દયા આણી આપો ભક્તિ મહેર કરી. હે નાથ.

## પદ ૧૨૭ મું.

### મહારાજ રસીલા તારે શરણે પડી—એ રાગ.

મારે અવસરે પધારજો સ્નેહે કરી;
ભૂલી મજા જો પ્રભુ મુજને ફરી. મારે. ટેક.
એ વખત કેવું હશે પ્રીતમ પ્યારા,
કેમ ગવાશે ગુણ તમારા;
વાટડી મ જોશો પુકારની હરી. મારે.
જેવી સત્તા પ્રભુ આપશો મુજને,
તેવીજ રીતે કહીશ હું તુજને;
નથી મારા હાથમાં દોરી હરી. મારે.
ગતી મતી છે હાથ તમારે, બોલાવશો તેમ બોલીશ ત્યારે;
જેમ રાખશો તેમ રહીશ ઠરી. મારે.
મણી લક્ષ્મીદાસને ભય છે ભારી, અવગુણીઆં અમે છઈરે ભારી;
તે પુકાર કરૂં હું નાથ ફરી. મારે.

## પદ ૧૨૮ મું.

### રાગ ઉપરનો.

રસીલા રંગીલા તમ ઓથે પડી;
હાથ જોડી તમ આગે ખડી રસીલા. ટેક.
ઓથ તમારી ગૃહી અલબેલા જેથી ફરૂં છું જગમાં છેલા;
હવે રે ન મુકું આપ ચરણું ઘડી. રસીલા.
તમારા અનુગ્રહ થકી બોલું છું વાણી તમારી કૃપાથકી ગતી પાદપાણી;

તમરે કૃપાથી રહું સઉમાં ભળી. રસીલા.
દાસ મણીને ઓથ તમારી નિરભય રહે છે કુંજવીહારી;
આપ મૂર્તિ માધુરી મારે નયણે ઠરી. રસીલા.

---

## પદ ૧૨૯ મું.

### આહાહાહા કેવા યશ ગીત ગવાય—એ રાગ.

ચોરી કરનારી તું છો ભારી,
તારી પાસે બન્યો લાચારી. ચોરી. ટેક.
લટક મટક તારી દીસે રૂપાળી,
તારી આંખ દીસે કામણગારી. ચોરી.
તનમન ધન નાખુ તુજ પરવારી,
સામુ માનજે, રાધા-દુલારી; ચોરી.
નથી ગમતું તુજ વીનાં મુને કાંઈ,
જાણે રહું તુજ પાસે આંહી. ચોરી.
માત જશોદા, બહુ સમજાવે;
જમવા સારૂં ભોજન, ગમતાં લાવે. ચોરી.
એ ભોજન તુજ, વીના ન ભાવે;
તુજ મુખ જોઉં ત્યારે, સુખ ઉર આવે. ચોરી.
મણીનો નાથ એમ, સત્યજ કહે છે;
રાધા સંગાથે, પ્રીતમાં રહે છે. ચોરી

## પદ ૧૩૦ મું.

### રાગ ઉપરનો.

અલબેલા રંગીલા, રસીલા હુલારા;
ઓરા આવો મારા, પ્રાણ આધાર. ટેક.
તમ માટે મેં, લજ્યા ત્યાગી;
સુતી નીંદ્રાથી, ઝબકી જાગી. અલબેલા.
પ્રેમી જન, તે પ્રેમને જાણે;
બીજા શું એ, વાત પ્રમાણે. અલબેલા.
અરધી ઘડી રહું, તમ વીના ન્યારી;
મતી જાઇ જાય, મારી મોરારી. અલબેલા.
માતા રાધાજી બોલે, એમ વાણી;
ગાય મણી તેને, પ્રેમ આણી. અલબેલા.

---

## પદ ૧૩૧ મું.

### મારો વહાલોજી વનમાહ્ય વાયે રૂડી વાંસડલી—એ રાગ.

મારા વહાલાનાં મુખ માંહ્ય, શોભેરે રૂડી વાંસડલીરે;
એનાં ગાલ ગોરાં કરમાંયે, કરેરે મીઠી વાતડલીરે. ટેક.
મીઠી મીઠી વા'લો વાતો કરેને, વનમાં ચારે મારી ગાવડલી.
કોમળ કરમાં લાકડલી લઇને, ચાલે અણુ વાણે પાય. શોભેરે.
પાઉં નુપુર રૂમ—ઝુંમ વાજે, કાંધે ઓઢી રૂડી કામડલી;
શિખી પીંછ શિરપર ધર્યો સલુણે, ગુંજાનાહાર ગળામાય. શોભે.
એવા શ્યામ સ્વરૂપને જોઇ, મણી 'ઠારે પોતાની છાતડલી;
શાન્તી ચિત્તે સુંદર વરનાં, ગુણ ચરીત્રને ગાય. શોભેરે.

## પદ ૧૩૨ મું.

### રાગ ધનાશ્રી.

ક્યાંથી મળે જદુરાય મધુરો, મુખ કેમ હવેરે જોવાય. ટેક.
રસીક રશીલામાં મનડુ ભમે છે, કેમ કરી ભેટાય. મધુરો.
દીન દીન ઉરમાં તાપ વધે છે, એ દુઃખ કેણી પેરે જાય. મધુરો.
ચિત્ત ચર્ણમાં બહુ અટકે છે, સેવા બજાવે સુખ થાય. મધુરો.
દાસ મણી એમ કહે છે માધવને, મુખ દેખું તો દુખ જાય. મધુરો.

---

## પદ ૧૩૩ મું.

### રાગ ધનાશ્રી.

મધુરા મુખની આશ અરે, મારે મધુરા મુખની આશ;
મુખ દેખે દુઃખ દુર રહે નાથ, એજ અરજ અવીનાશ. અરેમારે.
દયાધન નવ થાઇએ નીરદય, કરો દયા કરી જરા હાસ. અરેમારે.
એક દર્શનની આશ રાખી ઉરમાં, કેમ કરો છો નીરાશ. અરેમારે.
મણી વારે વારે વિનંતી કરે છે, દર્શન દઇને રાખો પાસ. અરેમારે.

## પદ ૧૩૪ મું

### રાગ જોગ આશા અહાહા એ રાગ.

રામ જનકપુર આજ સિધારે,
વિશ્વામિત્ર મુની, હરખે અપારે. ટેક.
માર્ગ માંહી એક શીલા પડી છે, તેને શ્રી હરીપદરજ અડી છે. રામ.
પ્રતાપી-પતીનો-શ્રાપજ-ટળીઓ, મુળ સ્વરૂપ-અહલ્યાને મળીયો રામ.

લક્ષ્મણજી વિશ્વામિત્રને રામ, આવી પહોંચ્યાં જનકજીને ગામ રામ
જનક બગીચે રામ બીરાજે શોભા જોતા કોટી કંદર્પ લાજે. રામ.
સખી સંગાથે શ્રી સીતા પધારે, રામ મુર્તિ રદયમાં ધારે. રામ.
અખીલ ભૂવનનાં ઇશને જોઇ, શ્રી સીતાજીનું મન રહ્યું મોઈ. રામ.
મણીનો નાથ પણ પુરી કરશે, ધનુષ્ય ભાંગી હરી સીતાનેવરશે રામ.

---

## પદ ૧૩૫ મું.

### નથી ધારયો તમ વીનાં કોઇ બીજો ધણી એ રાગ.

મુને છેતરીને છેલા તમે કીધી પરી;
એમ સંતાપી કે ત્યાગી હરી. ટેક.
મોહ માયાનાં ફંદમાં નાંખી, કપટ કરી પ્રભુ માયામાં રાખી.
દાસીને દુઃખ કેમ દીધું હરી. મુને
નથી માગ્યું કાંઇ દ્રવ્ય, પદારથ નથી માગ્યું કોઈ જાતનું અર્થ
એક માગી તમ ભક્તિ ખરી. મુને
મણી લક્ષ્મીદાસ ફક્ત કૃપાજ માગે તમચર્ણે સદા અનુરાગે
એવું માગે તેને આપો હરી. ગુને.

---

## પદ ૧૩૬ મું.

### રાગ ઉપરનો.

અરે ક્ષણભંગુર આ કાચી કાયા.
તેમાં શીદને લગાડો માયા. અરે ટેક.
ગોરે તનકો ગર્વ નકી જે, એવું વિચાર અંતરે લેજે;

એ સર્વની પછાડી, કાળે કાયા. અરે.
સુંદર મુખને જોઈ મલકાય, તેતો એક દીન અગનીમાં જાશ;
એવું સમજી લે, શાણા ડાહ્યા. અરે.
મણીનાં નાથને સમરીયે, આ ભવનાં ભયથી ત્યારે તરીયે;
ઉખાડો મનથી, મોહ માયા. અરે.

## પદ ૧૩૭ મું

### મોહન મોલ પધારો. એ રાગ.

ગુણનાં ભંડાર પણ કપટી છે, તારી મારી સજનીરે ગુણનાંભંડાર. ટેક
જેમ જેમ આગળ થાઉં, તેમ તેમ સજની મારી;
તરછોડી નાંખે ગીરધારી, મારી સજનીરે. ગુણ.
જેમ જેમ ત્યાગું તેમ, તેમ મુને મોહમાં નાંખે;
એની માયા મહા ઠગારી, મારી સજનીરે. ગુણ.
દાસની દાસ મણી, રાંકને આપ પ્રભુ;
કોઇ દીન ન કરશો, ન્યારી મારી સજનીરે. ગુણ.

## પદ ૧૩૮ મું.

### રાગ ઉપરનો.

દયાળુ છે તે દયા કરશે, સખી મારીરે દયાળુ છે તે દયા કરશે. ટેક.
દયા કરી મુને લેશે ઉગારી, સંસાર સમુદ્રથી લેશે તારી;
દર્શન દઇને દુઃખ હરશે, સખી મારીરે. દયાળુ.
નિરંતર નામ એનુંજ લઇયે, શુભાશુભ કર્મ એનેજ દઇયે;

ત્યારે પોતાનાં કરશે, સખી મારીરે. દયાળુ.
મણી કહે એનાં ચર્ણની ભક્તિ, કરીયે ઘણી લગાવી જુક્તી;
ત્યારે દેશે દર્શન, અર્થે સખી મારીરે. દયાળુ.

---

## પદ ૧૩૯ મું.

મહારાજ રસીલા તારે શરણે પડી—એ રાગ.

નહિ ઉત્તમ દેહ મળે રે ફરી;
એ વિચારીને ભજને હરી. નહિ. ટેક.
અલ્પ સુખને કારણે તારી;
ભ્રષ્ટ બુદ્ધિ કેમ થાય ફરી. નહિ.
નાણું મળશે પણ વખત ન મળશે;
એ વખત ગુમાવી શું બેઠી ફરી. નહિ.
લાડ ચાગ મુકી દે બાજુ;
નહિ આવે ત્યાં કામ જરી. નહિ.
છેવટનું સુખ જો ચાહે મન મારા;
ભેઠ બાંધી ભજ બળીયો હરી. નહિ.
મણી લક્ષ્મીદાસ એમાં ગભરાવું શું;
નમી નમી નમી તુજ પાય પડી. નહિ.

---

## પદ ૧૪૦ મું.

હરીનાં ભજન વિના નથી ઉગરવાનો આરોરે ( એ રાગ. )

નહિ રહે મોહ ત્યાં તારોરે, ફરીને કહું છું;
એમ સમજી વિચારી, મન વારોરે. ફરીને ટેક.

રૂષ્ટ પુષ્ટ કાયા કરી તારી;
તેમાં મોયો શું વિચારી.
એતો મળ મુત્રની કયારી.
એતો વપુ રાખમાં મળનારોરે. ફરીને.
મોહ મમત્વ, પણું ટાળીને;
મિથ્યાથી મનડુ વાળીને,
મણી ભજ શ્રી વનમાળીને;
તેથી થશે તારો, આરોરે. ફરીને.

---

## પદ ૧૪૧ મું.

### રાગ ગરબી યાને ધોળ.

અભીમાન શાને જીવ તું કરે;
નથી કોઇથી ઉત્તમ તુંજ માને મન હુંજ એમાં તારૂં નહિ વળે.
ખોટા ખ્યાલમાં મુઢ શું મોહી રહ્યો,
ઉપાડયો બેલ પેઠે બહુ ભાર ખાઇશ તું માર એમાં તારૂં નહિ વળે
નથી ઉતર્યો આકાશ કે અધરથી,
નથી તારામાં વધતું કાંઈ વિચાર મનમાંહી એમાં.
મણી કહે છે વપુ લોહી માંસથી,
ભરપુર રચો છે તેમાંય તેથી મીથ્યા થાય. એમાં.

---

## પદ ૧૪૨ મું.

### રાગ ઉપરને।

મોટાઈ લઇને તું શું ફરે;
એમા મુળગુ થઇશ ફજેત છોડ તું એથી હેત એમાં તારૂં નહિ વળે.

જેમ સકટ નીચે રચો કુતરો,
એતો એમ જાણે મન સાથ ભાર મારે માથ. એમાં.
તેમ તેં પણ મીથ્યા મોહથી,
ઉપાડયો છે ઘણો ભાર થઈશ ખુવાર. એમાં.
મણી કહે છે મુકી દે મુરખા,
ખાલી મદ મોટપ ને માન ભજ ભગવાન. એમાં.

## પદ ૧૪૩ મું.

### હરી વેણુ વાયછેરે વનમાં–એ રાગ.

અવસર હમણા આવ્યો સારો, ભજી લે નટવર નંદ દુલારો;
ખોટા સુખમાં શું ભરમાય, હોરે હોરે દુઃખી કેમ થાય.
અચળ સુખનો અનુભવ લેને, ભજે છે ભવ બ્રહ્માદીક જેને;
મણી કહે મહા પદ તે પામ્યાં, જેને ભજતાં દુઃખડાં વામ્યાં.

## પદ ૧૪૪ મું.

### રાગ ઉપરનો.

કરી લે પુરૂષોતમથી પ્રીતિ, ન રાખજે જગત તણી તું ભીતિ;
ગજ બજારે ચાલ્યો જાય, શ્વાન ભસી ભસી દુઃખીઓ થાય.
એ સમ જગત તણી છે રીતી, એને નથી ભજનમાં પ્રીતી;
પ્રીત કરી હરી ભજીયે, મણી કહે જગ સુખ તૃષ્ણા તજીયે.

## પદ ૧૪૫ મું.

**સલુણી ભામનો નેક કરો વિશ્રામ-(એ રાગ.)**

આરે અધમને તાર, કૃપા કરી શામળા;
આરે અધમને તાર. ટેક.
આ અધમનો ભાર ઉતારો, સમુદ્રથી બેડી તાર;
તારીને પાર ઉતારો, મમ શિરના શિરદાર. કૃપા.
દુષ્ટ કૃતી દુરમતી જો જોશો, જુકી રહીશ નીરધાર;
અરે કર્મ કર્યા નથી ઓછાં, જાણો છો આધાર. કૃપા.
મણી લક્ષ્મીદાસને કરો તમારી, નવ રે લગાડો વાર;
દયા કરીને પાર ઉતારો, નોધારાના આધાર. કૃપા.

## પદ ૧૪૬ મું.

**જમુનાં કીનારે કીનારે એલી એલી જો પ્યારો-એ રાગ.**

એલી એલી પ્યારો, દેખોરે એવારે એવારે;
એલી પ્યારો એલી પ્યારો, દેખો એવારે એવારે. ટેક.
અરે હાં હાં લાલહીં ઝામાં લાલ શુરવાલ,
લાલ પાઘડી લાલ રેટા લાલ ગાલ ગુલાબી સારા;
લાલ હોઠ પરવાળા ભારી લાલ બંકડી આંખ મુરારી,
એલી એલી પ્યારો. દેખો.
અરે હાં હાં લાલ મણી હીરાકણી ભારી,
લાલ દીસે વદન જલકારી હીરા હાર હૃદયપર ભારી;
શોભે લાલ જાદુગારી લાલ મુખમે પાન સોપારી,

લાલ લકુટી કરમે જુમકારી એલી એલી પ્યારો. દેખો.
અરે હાં હાંરે ભાલ–કેશરી આડ શોભારી,
કસ્તુરી બહેકે ભારી અતર અરગ છટકારી;
બંકડી ચાલ ચલે મુરારી આવત મેરી પાસ ગિરધારી,
મણી લક્ષ્મીદાસ તોરે ચરનમેં વારી નમે મોરારી.
એલી એલી પ્યારો–દેખો.

## પદ ૧૪૭ મું.

કૃપાળુ થઇ કૃપા કીજે દયાળુ થઇ જાણી લીજે એ રાગ.

બની એ દર્દ મેં દિવાની મીલે જબ શ્યામ રહે પાની,
જાને એ એક અંતરજામી રહી ઇન પદ શિરનામી. બની.
નાહી રહતહે શુદ્ધિ મારી ભ્રમત તામે વૃતિ ભારી;
દોડી દોડી જાતમે વારી કૃષ્ટતામેં અતી પામી. બની.
જાને એ કોન દરદ ભારી જડી બુટીશે નહિ કરારી;
મીલે જબ શ્યામ સુખકારી તબહી શાંન્તી આનંદ પામી બની.
મણી લક્ષ્મીદાસ કહે પુકારી મત છોડો માહે મુરારી,
તુમરે ચરણે મેં શિરનામી ઉભી રહું જોડી દોઉ પાની. બની.

---

## પદ ૧૪૮ મું.

દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉ ( એ રાગ )

એ દાસી અવીનાશી મોહે જાની લીજે તોરી
ક્ષમા કરી કે પકડ લીજે બાંય મોરી. એદાસી ટેક.

જ્ઞાન માન દાન વિધ્યા નાહી હે કુચ્છુ મોરી,
માત્ર તોરે શરન કી ઇચ્છા રખી હય બોરી. એદામી.
ધામ નામ દાનકી શતા નાહી મોરી,
તોરો ગુન ગાન કરત કરજોરી. એદાસી.
મણી લક્ષ્મીદાસ અબ હારી હય બોરી,
લાજ શરમ તોરીહય મેં કહા જાનુ મતી થોડી. એદાસી

---

## પદ ૧૪૯ મું.

### રાગ ઉપરનો

હે નાથ જગત તાત મેં અનાથદાસી તોરી;
તાળી ન કીત જાઉં કાના શુદ્ધ લીજે મોરી. ટેક.
નીરાશી ને ઉદાશી ફીરૂં નાથ જગમેં બોરી,
મંદ મતી હું તાત ભારી અલ્પ બુદ્ધિ મોરી. હેનાથ.
ગતી મતી કચ્છુ નાહીં હય મોમેં બોરી,
કહા જાનું કહા ભયોહય આ તન કઠોરી. હેનાથ.
મણી લક્ષ્મીદાસ જાનો દાસી હે તોરી,
તો બીનાં સુજત નાહી બાત અકથોરી. હેનાથ.

## પદ ૧૫૦ મું.

### ભલે સાહેબ પધાર્યા સ્નેહ કરી એ રાગ.

એ આ અવતાર થયો આ સુફલ હરી,
સુફલ હરી નાથ કૃષ્ણુ મળ્યા ફરી. એ ટેક.

બાલક જાણી દયા ઉર આણી,
લીધી તાત તમે ખબર ખરી. એઆ.
પ્રેમ પુષ્પથી વધાવી આનંદ ઉરમાયે બહુ લાવી,
નમીયે તુજને પ્રભુ સ્નેહે કરી. એઆ.
તનમન ધન તમ ચરણુમાં ધારી સરવશ અરચુ મારૂં તમને ગિરધારી
જેથી દુઃખ દુર થાયરે હરી. એઆ.
મમ અપરાધ ક્ષમા કરીને આ મસ્તકે ચર્ણ ધરીને,
પ્રભુ પાવન કરજો મુને સ્નેહે કરી. એઆ.
મણી લક્ષ્મીદાસ બની ભાગ્યશાળી હેતેથી મળીઆ શ્રી વનમાળી
ફેરા ટાળ્યોને મારી ભ્રાંતીટળી. એઆ.

---

## પદ ૧૫૧ મું.

પ્રભુ અકળ ગતી તુજ ન્યારી જોતા છે મન રંજનકારી,
દીલને પણ ભૂલવનારી ખચીત દીલને પણ ભૂલવનારી એ રાગનું છે.
હે પ્રભુ તમારો ભરોસો મુને ભારી,
એ ભરોસે રહી ગિરધારી ખચીત હવે દેશો ભક્તિ તમારી. ટેક.
પલમાં તુજ ચરણે આવે મન પલમાં જાયે તૃષ્ણાયે તન;
કોઈ વખતે ધ્યાન ઉર ધારી કોઇ વખતે ઉદાશી ભારી,
એવી અકળ ગતી તુજ ન્યારી તેથી મનને દઉ ધીકારી. પ્રભુ.
પલમાં તુરંગ ઉઠેછે ભારી પલમાં મોહ મદ દેછે નીવારી,
તેથી રહુંછું ધીર મન ધારી ખચીત મારૂ કષ્ટ તું દેજે નિવારી,
મારૂં મન-ભમેછે બહુ ભારી-જેથીરે પ્રભુ લાગેછે ઉરમાં કટારી. પ્રભુ.

ઉપાય તું બતાવજે પ્યારા જેથી દાસ રહે નહિ ન્યારા,
તારી દાસીનીલાજ રાખીશ મોરારી ખચીત લાજ રાખીશ મોરારી.
તુજ નામ થકી લેજે તું તારી. પ્રભુ.
મણી લક્ષ્મી દાસ એ આશા રાખી મુખેથી કહે છે ભાખી,
તુને સાહે થશે સાહેકારી મુને શાન્તી દેજો ભારી;
મારૂં કષ્ટ દેજો નીવારી. પ્રભુ.

## પદ ૧૫૨ મું.

### રાગ કાફી ધીરાના પદનો ઢાળ.

રહેજે તું હીમતમાંરે આ અવસર સારો,
પલવટ વાળીનેરે ભજજે નંદ દુલારો. રહેજે–ટેક.
હીમત રાખે હરીવર મળશે ને કરશે તારાં કામ,
એના બીજું કાંઇ ન માની લેજે મુખથી નામ;
અલભ્ય લાભ દેશેરે પ્રાણ જીવન પ્રાણ પ્યારો. રહેજે.
માયા કૃત વસ્તુ સઘળી તેમાં ન રાખીશ તાણ,
મીથ્યા છે તેમાં ન લલચાવું એવું તું મન જાણ;
એક હરીમાં હેતેરે રાખજે મન તારો. રહેજે.
મણી કહેછે હે મન મારા રાખ હરીમાં તાન,
ભાન ભૂલી જા આ સંસારનું કર ઘનશ્યામનું ગાન;
અલભ્ય લાભ લેજેરે આ અવસર આવ્યો સારો. રહેજે.

## પદ ૧૫૩ મું
### રાગ સારંગ.

હે મન મારા ગુણ ઘનશ્યામનાં હેતે કરીને ગાજે,
બહુ ભક્તિ કરી આ ભવ સાગરથી તરી તું જાજે. ટેક.
એ દયાળુ છે બહુ ભારી શુદ્ધ ભક્તિએ રીઝે મોરારી;
એ ગુણવંતાછે ગિરધારી. હે મન.
નિરંતર એનું ધ્યાન ધરી તું કરજે નીશદીન ભક્તિ ખરી,
તેથી રિઝશે તુજ ઉપરે હરી. હે મન.
કહે મણી હવે હીમત ધરજે એક ભજન કરી ભવને તરજે,
મિથ્યા પ્રપંચ સઘળું પરહરજે. હે મન.

## પદ ૧૫૪ મું.
### રાગ ઉપરનો

ભુલો માં ભવમાં નટ વિદ્યાવત્ સઘળુ જાણો,
તે નાશ્ય થશે તેમાં કાંઇ સાચું નહિ પ્રમાણો. ટેક.
એક સાચા છે સારંગપાણી બીજુ સર્વસ જૂઠું જાણી,
એ ઓળખી લેવી એંધાણી. ભૂલો માં.
એ સાચાને શરણે રહીયે જીભ્યાયે નીશદીન નામ લઇયે,
ત્યારે શ્રી પ્રભુનાં થઇને રહીયે. ભૂલો માં.
દાસ મણી હરીને શરણે રહે જૂઠાં જગ વહેવારને મુકી દે,
નિરભય થઇ નામ નિરંતર લે. ભૂલો માં.

## પદ ૧૫૫ મું.
### રાગ ભેરવી.

મન થા હરીને શરણે,
ઝટપટ તું પાર ઉતરનેરે મન થા ટેક.
સર્વેશને મુકી તું થા અળગો ધ્યાન અવીચળ ધરને;
નીશદીન તું અભ્યાસ કરીશ તો જઇ મળીશ નટવરનેરે. મન.
મણી કહે તજ અંતર આવૃણઃ ગા શ્રીવર ગીરધરને,
શ્રી નટવરનું નામ જપીને સંસાર સીંધુ તરનેરે. મન.

## પદ ૧૫૬ મું
### રાગ ભૈરવી.

મન મેલ મમત્વ ને માન,
તો સાહે થશે ભગવાનરે. મન ટેક.
મમતા રૂપી મોટી મલીનતા ત્યાગ કરો બુદ્ધિમાન,
તુચ્છતા સર્વ અંતરથી ટાળી ગા ઘનશ્યામનું ગાનરે. મન.
અધમ ઉદ્ધારણ અવીનાશીના કર સુભ ચરીત્રનું ગાન,
મણી કહે તું ભવ સાગરને ત્યારે તરીશ ગુણવાન. મન.

## પદ ૧૫૭ મું.

આનંદકારી છબી જોઇ આનંદથી ઉરે ઠરી એ રાગ;
આ તનને પ્રભુકાં તલસાવો દર્શન દ્યો હરી,
દીન દાસ પર મહેર આણો દાસી જાણી કરી. ટેક.

મન મુઝાયે તન આતુર થાયે ધીરજ નાં રહે જરી,
મુખ જોવા ત્રષા વધે ભારી કેમ એશું ઠરી. આ તનને.
અપરાધી જાણી મુજને તેથી ત્યાગી ફરી,
લાત મારી શિક્ષા દીધી સારી સમજીને કરી પરી.આ તનને.
હવે પ્યારા મીઠા મારા નજરથી જુવો ફરી,
ક્ષમા માગુ પાય લાગુ રહુંછું તમથી ડરી. આ તનને.
મણી લક્ષ્મી દાસને શરણુમાં લાવી શાન્તી દીયો હરી,
જેથી જગનો ભય ટાળીને જપીયે હરી હરી. આતનને.

---

## પદ ૧૫૮ મું.

### રાગ ઉપરનો.

કામણ કરીને છેતરી છેલા શું કહું ફરી,
મોહ લગાડી દીધાં ઠેલાં હઠીલા છો હરી. ટેક.
માયા તમારી સઉથી ન્યારી કોણ શકે કળી;
બ્રહ્મા સરખાં ભૂલાં પડે છે રહેછે તમથી ડરી. કામણ.
તો ગજુ શું છે મારૂં જૂઓ વિચાર કરી,
કીડી માથે બોજો નાંખી પછાડો માં ફરી. કામણ.
તમારે દરબારે આવી પુકારૂં હરી,
એ જૂઠી માયાથી રાખ ન્યારી મને લેપાવો માં જરી. કામણ.
પર તંત્રછે આ દાસી તમારી જાણોછો હરી,
મણી લક્ષ્મી દાસપર રિસ ન કરશો કહેછે કરગરી. કામણ.

## પદ ૧૫૯ મું.

### રાગ ઉપરનો.

દીન દીન રાહ જોઉં તમારી આશા રાખી ફરી,
નહિ નહિ નીરદય થાઓ મુરારી એ ખાત્રી છે ખરી. ટેક.
ઘણા દુષ્ટ જનોને પણ ઉદ્ધારીઆં હરી,
તેમજ મારી બાંહ્ય ગ્રહીને ધીરજ દેશો જરી. દીન.
આમ તમારૂં છે તરણ તારણ એ જપીશ ફરી ફરી,
એ નામ રૂપી દોરી પકડી બેઠીછું હરી. દીન.
નથી વિવેકી જ્ઞાન નથી ખબર કાંઇ ખરી,
ચક્ષુ હીનછું દોરજો પ્યારા દયા ઉરે ધરી. દીન.
મણી લક્ષ્મી દાસ કહે પુકારૂં કરી,
તમે શિરદાર હું દાસી તમારી ગૃહણ કરજો હરી. દીન.

---

## પદ ૧૬૦ મું.

### રાગ ઉપરનો.

છાપ પુરેપુરી પાડી પ્રભુ ધીરજ દયો હરી;
દાસીને મ દેશો ટાળી અરજી કરૂં ફરી. ટેક.
છાપ છબીલા ચોડજો મુજપર વિસારજો માં જરી;
શંકની રાડ ધ્યાનમાં લઇને શુધ લેજો હરી. છાપ.
અંત સમયની આયુષ્ય મારી બગડે ના જરી;
એવી શુભ મતી દઇ મુજને દાસી કરજો ખરી. છાપ.
એ આશા મારી પુરજો પ્યારા નીરાશ ન થાઉં જરી;

દયાસિંધુ છો દીલનાં દયાળુ એ રીતી ખરી. છાપ.
મણી લક્ષ્મી દાસ કહે છે નમી નમી ફરી;
નાથજી મુજપર મહેર કરજો કરૂણાદ્રષ્ટિ કરી. છાપ.

---

## પદ ૧૬૧ મું.

### પાણી ભરવાને ગયાંતાંરે—એ રાગ.

દર્શન દેજો સુહાગીરે મુજપર રોષ ટાળી;
ભજનની લહેર લગાડીરે ઉરમાં રહેજો મારે હરી. ૧
ગરકાવ કરજોરે ભક્તિમાં ભૂધરજી;
જ્ઞાન વૈરાગ્ય આપીરે ગુણી કરો ગિરધરજી. ૨
તૃષ્ણા ઉરથી ટળાવો નાથજી દયા કરી;
એક આપનું આપોરે શરણું સહાય હરી. ૩
મણી લક્ષ્મી દાસનીરે કે' વિનંતિ સાંભળજો;
ઘણી પ્રીત કરીને વહેલા આવી મળજો. ૪

## પદ ૧૬૨ મું.

### રાગ ઉપરનો.

દયા આણો દામોદરરે દીન દુખીઆરી ભાખે;
આપનાં દર્શન વિનારે આંસુડાં નાંખે. ૧
હવે વહેલા પધારીરે દર્શનીઆં દેજો;
ભવસાગરમાંથીરે ઉગારીને લેજો. ૨
કૃતાર્થ કરજોરે દયાથી કૃષ્ણ હરી;

આપ અગાધ દયાથીરે જઇશું સંસાર તરી. ૩
મણી લક્ષ્મી દાસ કહે છે રે અસત્યથી દુરે કરો;
દીન દાસી જાણીને રે દુ:ખડાં આપ હરો. ૪

---

## પદ ૧૬૩ મું.

### રાગ મેવાળો–સાસરે પધારોરે માહરી કુંવરી–એ રાગ.

નોધારાના આધારરે સાહે થાઓ સામળારે,
નથી ખમાતું કષ્ટ આરે ગોપાળ;
આજુરે શું કહુંરે સુંદર સામળારે તમવિના કોણુ લેશે સંભાળ. નો.
આમ રખડાવોરે અમને કાં પ્રભુ જેની તેની ભોગવીયે ઓશીયાળ;
એક ઉદરને ભરવા કારણેરે કષ્ટ ભોગવી અપરંમપાર. નો.
એવું તે વિચારીરે દયાળુ કરોરે અમારે છે તમારોરે આધાર;
લાજ નથી જાતીરે પોતાનાં જન પાડવારે,
દયાસિંધુ દયા કરો આ વાર. નો.
મણી લક્ષ્મી કહેછેરે તમને ફરીફરીરે ક્ષમા કરો અમારા અપરાધ;
શરણે આવ્યાની સાહે કરો સામળારે આપ છો ગહન ગંભીર
અગાધ. નો.

## પદ ૧૬૪ મું.

### રાગ ઉપરનો.

પુકારૂં સુણીનેરે વારે ચડો બિઠલારે કેમ સહી શકોછો રાંકુની રાડ;
દયાના સાગરરે દયાદ્રષ્ટિથી જુઓરે હવે પ્યારા નવ લગાડો વાર.પુ.

મહેતાજીનેરે છોડાવ્યો મંડલીકથીરે રાખી બહુ ભરી સભામાં લાજ;
હાર પહેરાવી તમે ઉજળો કર્યોરે તેમ મારી વારે ધાઓ મહારાજ. પુ.
દ્રૌપદીની પુકારૂં તમે સુણીરે પુર્યાં નવસેં નવાણું ચીર;
તેમ હરી મારીરે પ્રતંગા પાળજોરે આંખે વહે છે મુજને નીર. પુ.
મણી લક્ષ્મી દાસરે પાર્થનાં કરે ફરીરે પ્રભુ આ કષ્ટથીરે ઉગાર,
જાચકની-અરજીરે-સુણજો સામળારે-તરણ તારણ ત્રીકમ તાર. પુકારૂં.

---

## પદ ૧૬૫ મું.

### રાગ ઉપરનો

સ્નેહી કરો તોરે હરીને કરો ફરીરે ટાળો સઉ જૂઠો મીત્રાચાર
નહિ આવે સાથેરે કોઈ અહીંનું સંગીરે,
માટે હવે ચાલો બિચારી આવાર. સ્નેહી.
અહીનાં સંબંધીરે સર્વે સ્વાર્થીરે,
સ્વાર્થ સરે ધકો દે તેણીવાર;
પછીતો પસ્તાવોરે થયે પુરેપુરૂંરે,
તેથી પહેલે ચેતી લ્યો નિરધાર. સ્નેહી.
સમજીને વારોરે મનને હવે ફરીરે,
ભજો સૌ સ્નેહથી શ્રી ભગવાન,
નિવૃતી લઇનેરે ગુણ ગાઓ; હરીતણારે
જેથી લાગે ઉરમાં નૌતમ તાન. સ્નેહી.
મણી લક્ષ્મી દાસરે કહે છે, ફરી
ફરીરે મનડા ભજી લે ભગવાન;

અખંડ અવીનાશીરે મળશે તુને માનથીરે,
એવી તુંતો રાખ તનમાં તાન. સ્નેહી.

## પદ ૧૬૬ મું.

આ તન રંગ પતંગ સરીખો–સરીખો એ રાગ.

ઘણા દીવસનો રખડયો ભટકયો જીવ તુંતો હવે જોનેરે,
મીથ્યામાં મહા દુઃખી થઇને હવે પસ્તાયો છોનેરે;
જેથી વસ્તુ જોઇ જગતમાં તારી નજરથી તેનેરે.
અસંખ્ય ઉઠી ઉઠી ચાલ્યાં કામ ન આવી એનેરે,
તેમ તુને સરવશ વસ્તું કામ કોઈ ન આવીરે;
જમ જોરાવર લઇને ચાલ્યાં ત્યારે રહ્યા મોઢુ ગુમાવીરે.
ત્યારે મણી કહે તજરે મુરખ બિના કારણુ કાં બંધાયરે,
સર્વે તજીને શ્યામને ભજીયે તો જન્મ મરણુ મટી જાયરે

## પદ ૧૬૭ મું.

રાગ ઉપરનો.

મનુષ્ય જન્મ મળ્યો તને મુરખ તેને કાં તું ગુમાવેરે,
એમાંથી તો તુજને મોટો લાભ મળીને આવેરે;
ચિંતામણીમાં જે જે વસ્તુ ચિંતવીએ તેમ થાયરે.
તેમ મનુષ્ય દેહ છે અનુપમ તેમાંથી કારજ થાયરે,
મનુષ્ય દેહ પદારથ મોટો ખોટો જાણી ખો મા રે;
અજ્ઞાનીની આંખુથી મુરખા વગર વિચારે જો માં રે.

મણી કહે છે દેખ વિચારી ભારી અવસર આવ્યોરે.
ભક્તિ ભાવથી જલદી વધારી ફેરો બહુ બહુ ફાવ્યોરે,

## પદ ૧૬૮ મું.

### રાગ સોહની–આશા લાગી તમશે પ્રીતમ ( એ રાગ. )

લટકતી લટકતી વિપ્રની નારી લાવે થાળ ભરી ભરી,
જમાડવા જીવન પ્યારાને વનમાં આવી હેતે કરી. લટકતી.
ઘુંઘટ પટમાં શ્રી હરીવરનાં મુખને જૂએ ફરી ફરી;
મુખથી બોલે મીઠી વાણી સેવા સ્વીકારો હરી. લટકતી.
હરી વહાલાએ પાસ બેસાડી સ્નેહથી બોલ્યાં કૃષ્ણહરી,
આશા તમારી પુર્ણ કરશું તમ સાથે રાસ રમી કરી. લટકતી.
મણી લક્ષ્મી દાસનો સ્વામી ભાવ જૂએછે સ્નેહ કરી;
ભાવ ભક્તનો દેખે પુરો તો તેનાથી ન્યારા ન રહે જરી લટકતી..

## પદ ૧૬૯ મું.

### રાગ ઉપરનો

વેણુ વજાડી વનમાં વહાલે, ગોપીઓ સર્વે ભેળી થઈ
ત્રીકમજીની તાનમાં સર્વે શ્રૃંગાર અવળા પહેરી ગઇ. વેણુ.
એક ગોપી શ્રી હરીની પાસે જાવા ત્યારે ત્યાર થઇ;
તેનાં પતીએ આવી તેને ઘરમાં બાંધી મેલી સહી. વેણુ.
ત્રીકમજીની તાનમાં ગોપીને બંધાયાનું ભાન નહિ,
શ્રીહરી વરનું ધ્યાનજ ધરતાં ગૌલોકે પ્હોંચી ગઇ. વેણુ.

મણી કહેછે ધન્ય એ બાઇને જે શ્રી હરી ચરણે રહી;
અવીચળ ભક્તિનો મહીમા મોટો મુખથી કહ્યો ન જાય સહી. વેણ.

---

## પદ ૧૭૦ મું.

### રે સગપણ હરીવરનું સાચુ એ રાગ.

હુજત એક હરી માથે કરીયે તો ભવસાગર નક્કી તરીયે. હુજત.
પ્રભુ સાથે પ્રીત કરો પાકી એ છે વાલો અંતરનો સાક્ષિ;
રાખો એમાએ મન રાચી. હુજત.
આપણે તો સૌ એનાં છૈયે માટે એને ચરણે રહીયે;
તો અવીચળ સુખ આપે લઇયે. હુજત.
અરે સૌ ભેળા આપણ થઇયે મોહનજીની પાસે માગી લઇયે;
ઓ નાથજી સરણું તમારૂં દઇયે. હુજત.
મણી કહે મનહર મુર્તિ જોઇ રહે છે મન મારૂં મોહી;
રહીએ એમાં સદા ચિત્ત પ્રોહી. હુજત.

## પદ ૧૭૧ મું.

### રાગ ઉપરનો.

દાતાર છે દામોદર ભારી પાડે છે સઘળી સૃષ્ટિ સારી. ટેક.
જન્મ લેતા સઘળુ આપ્યું આણી તેને કેમ નથી લેતો જાણી;
અરે હવે ભજ સારંગપાણી. દાતાર.
તારી કૃતિ જોને તું વિચારી એ કૃતિથી શું ગતી તારી;
તોય શુધ લે છે ગિરધારી. દાતાર.

ફક્ત એનું નામજ કોઇ લે છે પોતાનું સરણું તેને દે છે;
એવા ગીરધારી તે ગુણ લે છે. દાતાર.
મણીરે એ નામ પર જાએ વારી ગોવીંદ ગુણ ગાય પ્રેમે ભારી;
ઉભી દાસી અરજ કરે તારી. દાતાર.

## પદ ૧૭૨ મું.

### દીનાનાથ દીનબંધુ મેરી શુધ લીજીયે—એ રાગ.

જોર નથી મારૂં જરી વધુ શું કહું હરી. ટેક.
કૃતિ નથી સારી ઝાઝુ શું કહું ફરી મોહન તમથી રહુંછું ડરી;
કરજોડી કરી. જોર.
કુડ કપટે ભરી મદમાયે ગઈ છું ગડી;
વિચાર કરીયું નાં જરી આશા રાખું શું ફરી. જોર.
ભજનમાં છૌઉં અધુરી ગાંઠે નથી બાંધી મુળી;
જપ જાપમાં કુડી ખામી મુજમાં ઘણી. જોર.
માગ્યામાં તમ પાસે શુરી ભજન કરવામાં અધુરી;
ખોટ છે એ પુરેપુરી મણી કહે છે નમી કરી. જોર.

---

## પદ ૧૭૩ મું.

### આજ મારે મહોલે આજો હોજીરે—એ રાગ.

ઓરા આવો શ્રી વૃજવાસી હોજીરે દયા કરી નાથજી. ટેક.
ઓરા આવો પ્રાણ પ્યારા આ દાસ તલખે છે તમારા;
દર્શન આપી ટાળો ફાંસી હોજીરે. ઓરા.

વિયોગીનીનો વિયોગ ટાળો હેતે કરી મુજ સામું ભાળો;
પ્રાછી મારા સર્વે બાળો હોજીરે. ઓરા.
મણી લક્ષ્મી દાસને પ્યારા દર્શન આપો તાત તમારા;
કાટો કર્મબંધ અમારા હોજીરે. ઓરા.

---

## પદ ૧૭૪ મું.

### રાગ ઉપરનો.

પ્રેમ વશ પાતળીઓ હોજીરે પ્રેમવશ વરતે રાજ. ટેક.
પ્રેમવડે ગોપીથી બંધાયા પ્રેમવડે જશોદાના જાયા;
પ્રેમથી મીરાંને મળીઓ હોજીરે. પ્રેમ.
પ્રેમથી પંચાળીનાં ચીર પુર્યાં બલભદ્ર વીર;
ધ્રુવને પાંચમે વર્ષે મળીયો હોજીરે. પ્રેમ.
એવોજ પ્રેમ મણી ઉભી માગે પ્રેમથી આપને ચરણે લાગે;
આવી અમપર અઢળક ઢળીઓ હોજીરે. પ્રેમ.

---

## પદ ૧૭૫ મું.

### મહારાજ રસીલા તોરે ચરણે પડી એ રાગ.

નથી સ્યામનાં નામ વીનાં શાન્તી ખરી.
એનાં નામ લેવાથી જાયે પાપ બળી. ટેક નથી.
અનેક કષ્ટ જો આવી પડે તો નામનાં પ્રતાપે જાય સર્વે જરી. નથી.
નામ લેવામાં દામ ન લાગે વળી ન આવે દેહને કષ્ટ ફરી. નથી.
નામ સંભારતાં કેશવ કેરૂં હાજર ઉભા આવી રહે છે હરી. નથી
મણી લક્ષ્મી દાસ તમને પણ કહું છું નામ લીઓ એક જકર કરી.

## પદ ૧૭૬ મું.

### રાગ ઉપરનો.

જાશે જન્મ મરણુ જમ માર ટળી,
એક ભજન ભરોસે જો રહેશો ભળી-જાશે. ટેક.
રાખો ભરૂસો રાધા વલ્લભનોરે,
તો રીઝશે રાધા વર વળી. જાશે.
રૂપ મનોહર વિઠલ વરનું,
ધ્યાન ધરજે તેનું ફરીરે ફરી. જાશે.
જન્મ મરણનું જોખમ જાશે,
વાસના સર્વે તારી જાશે બળી. જાશે.
મણી સદા શ્રી હરીને સમરી,
રહે છે સદા ભજનમાં ભળી. જાશે.

## પદ ૧૭૭ મું.

### કાનુડા કેડે પડયો છે શીદ મારીરે એ રાગ.

જેને વિતે તે વેદનાં જાણેરે બીજા મનમાં શું પરમાણેરે,
હું તે એજ ભરોસે રહીછું રે, હરી મળ્યાની વાટ જોઇ રહી છું;
મન મોહન દયા ઉર લાવેરે, મુને મુખ ફરીને બતાવેરે.
મારા અધર સુકાય છે ભારેરે નાથ નાથ કહી પુકારેરે;
વહાલા દયા કરી ફરી મળીયે, રાંક ઉપર અઢળક ઢળીયેરે.
મણી કહે છે હો સાંભળોને નાથરે હવે ઝાલો અમારો હાથરે.

## પદ ૧૭૮ મું.

### રાગ ઉપરનો

ભૂધર ભક્તી આપો ભય હારીરે વહાલા કૃપા માગુ હું તમારી,
મુને નથી બીજાની આશીરે, મુને મળો મોહન શુખરાશીરે;
તૃષ્ણા તો રખાવો તમારે બીજી વાસનાં ન રહે કોઇ અમમાંરે;
જયાં જોઉં ત્યાં તમને નીહાળુંરે, બીજાં અવરને આંખે ન ભાળુંરે.
મહા પવિત્ર લીલાને ગાઉંરે ગાતાં ગાતાં તૃપ્ત ન થાઉં રે;
મણી કહે છે દર્શન મુને આપોરે મારા કર્મનાં બંધન કાપોરે.

## પદ ૧૭૯ મું.

### તજી દીનો પ્રાણ કાયા કુમલાની—એ રાગ.

રૂદે રાખો રામ કહો રઘુરાઇ—રૂદે. ટેક.
રામચંદ્રને રૂદીએ રાખો ધ્યાન કરો પ્રેમ લાઇ;
કારણ શરીરની વાસના તારી નાશ થશે નિશ્ચલાઇ. રૂદે.
શુધ અંતઃકરણે હરીનાં ચરણે રહે ચિતલાઈ;
આરત થઇને ઉચ્ચાર કરજે પ્રેમહૃદય ઉભરાઈ. રૂદે.
મણી કહે એમ આર્દ થઇને ચરણ પકડજે જાઇ;
દીનનો દયાળ દયાનો સાગર દર્શન દેશ શ્રી રઘુરાઈ. રૂદે.

---

## પદ ૧૮૦ મું.

### પ્યારા પ્રભુ પ્રેમ પુષ્પે વધાવું—એ રાગ.

અરે કોઈ સુણો મારા દર્દની વાત. ટેક.

વદન ન દેખું વહાલાનું જ્યારે, ત્યારે અંતરમાં થાય ઉતપાત અરે.
કોને કહું ને સમજે કુણુ વળી, અંતર રૂપી ઉઘાડું ક્યાં હાટ અરે.
નંદને નંદન મુને ઘાયલ કરી, બેની દર્શન દઈને પછી કરી ઘાત અરે.
મણી કહે એવા અપરંમ સુખ, કોને આગલ કરૂં જઈ વાત અરે.

## પદ ૧૮૧ મું.

### રાગ ઉપરનો.

પિયા તમ સાથે પ્રીત બંધાણી. ટેક.
પ્રીત બંધાણી આપથી પ્રીતમ અન્ય સુખ સબ ઝેર સમ જાણી. પિ.
રાત્ર દિવસ અંતરમાં એમજ, આપની વાત સ્થીર ઠેરાણી. પિ.
પિયા તારા પ્રેમમાં હુ પરોવાણી જગ સુખ મુકયું ઝેર જેવું જાણી. પિ.
મણી પિયા તારે શરણે આવી બોલે પ્રેમ ભરેલી વાણી. પિ.

## પદ ૧૮૨ મું.

### રાગ ઉપરનો.

વહાલા શુધ બુધ મારી તમે હરી લીધી. ટેક.
લટકાળા નંદલાલ તમારે લટકે વૈરાગણ મુને કીધી. વાલા
નવલ છ'લગી દીઠી નજરે ગજરાયે ગુલતાનજ કીધી. વાલા
જાદુભારી આંખડી તારીયે મિથ્યા જગથી દુર કરી દીધી. વાલા
મણી લક્ષમી દાસ પર કૃપા કરી બુડતાં બાંહુડી ગૃહિ લીધી વાલા

## પદ ૧૮૩ મું

**રાંમ મીલન કબ હોશી તમે કહોને જોશી. રામ મીલન એ રાગ**

મીલનેકી આશા લગી મોરી,
મેં કહું કર જોરી. મીલનેકી ટેક.
ઓહી આશામે કચ્છુ કામ ના સુજે મન પરાયો બન્યો ઘરહય દુજે
એહિ હાલત નાથ મોરી. મેં કહું
હાલ હેવાલ કયા મુખશેં કીજે, હમારે ઉરકી સમજી કચ્છુ લીજે
શાક્ષી હો તુમ નંદ કીશોરી. મેં કહું
ઓહી બીચાર દીન રાતહી કીજે કીન બીધશેં ગીરધારી રીજે.
ચીતમે કરૂં એહી ચોરી મેં કહું
મણી લક્ષ્મી દાસ પર કૃપા અબ કીજે ઓહી ચોરી સુચના દીજે
દર્શ દીજે જુગલ દોઊ જોડી મેં કહું

## પદ ૧૮૪ મું.

### રાગ ઉપરનો.

શરન પરી અબ તોરી નાથ ખબર લીજે મોરી. ટેક.
શરન પરી અબ ક્ષમા પ્રભુ કીજે દીન દાસીકી ખબર કચ્છુ લીજે;
મતલબી હય એક તોરી. નાથ.
એહી મતલબ કે ખાતર કષ્ટ સહત હું જ્યું ત્યું કરકે ગુજારત કરત હું;
એહી અરજ હય મોરી. નાથ.

એ તનકા તાપ બુઝાવનાર તુહી જલ બીન મીન જયું રહી હું મે ત્યું હી;
બૃહમે જુરત હું મે બોરી. નાથ.
મણી લક્ષ્મીદાસ આશા આપમેં ગનેરી કયું રે આરત શુંની કરત હો દેરી;
રાંકકી રાડ સુનકે આઇયે અબ દોડી. નાથ.

---

## પદ ૧૮૫ મું.

### રાગ ઉપરનો.

મનહર મુખ દેખાઇયે ગીરધારી;
મેં તો પુકારી કે હારી. ટેક.
એહી છબીમેં મેરી સુરતા લગી હય,
ઉનકે લીયે મીરો જીયરો ભ્રમત હય;
રાત જાગી હું મેં સારી. મેં તો.
કર્મકી રેખા બીધીનેરે બગાડી,
મોહન દેખે બીન તલશત હું મેં ભારી;
સખી જાને કોઇ બાત હમારી. મેં તો.
ઓહી સજન બીન જીવન મેરો,
સજન મીલે આનંદ ગનેરો;
એ ઇચ્છા ઉર વ્યાપ રહી ભારી. મેં તો.
મણી લક્ષ્મીદાસ પર રીઝો ગીરધારી,
રીઝો તો દાસી બને ભાગ્યશાળી;
પુરો એહી ખાંત હમારી. મેં તો.

## પદ ૧૮૬ મું.

### રાગ ઉપરનો.

માલા જપુ તાત તોરી;
ધરૂં વહાંમેં સબુરી. માલા. ટેક.
નામમાં પ્રેમ આવેરે ગનેરો ઉન પ્રેમમેં બાવરો બન્યો મન મેરી;
ચીતમેં લગે ઠંડી ચમકારી. ધરૂં.
ઉપાય ન સુજે દીલ તુમમે રહ્યો જુજે;
રાહ દેખું મેં તુમારી. ધરૂં.
નામ નિરંતર જપુ મુખસેં દીન ગુજારૂં એહી સુખશેં;
એહી અટકળ સુજી ફરી. ધરૂં.
મણી લક્ષ્મી દાસ ઉર આનંદ ભારી ઇચ્છા એક કરત હય તુમારી;
ઉરમેં ધરૂં મુર્તિ માધુરી ધરૂં.

## પદ ૧૮૭ મું.

### રાગ ઠુમરી જલ ભરન જાત—એ રાગ.

કોન પીયા સંગ જાગે સલુના સાચ કહો મોસેં સ્યામ હરી;
મેરાહા દેખ રહી દુલીનાં નીંદ ન આહી મોહી જરી. કોન. ટેક.
મદવિ ઘુણિત લોચન લગત હય નેનનમેં બહુત નીંદ ભરી;
હાર ઉરપર કુસમકે દીસત હય મુખમે તંબોળકી સુગંધી ભરી. કોન.
ગૌર ગાલમેં દાગ દીશત હય પ્યારશેં કોન ચુંબે હરી;
ઓહી પ્રિયા ભાગ્યશાળી લગત હે રેન રહે શ્યામ પ્યાર કરી. કોન.

અત્તર અરગજા સુગંધી હય ભારી કોને લગાયો હય પ્રેમ કરી;
કોન સંગ મહોબત એસી બઢી હય કયું ના બોલત હો હમસેં હરી.
યું કહત હે સત રાજકુમારી લાજ નાહી હય આપકું રે જરી;
બહોત હું સમજાવું આપકું સફર તુમકું નાહિ હરી. કોન.
મણીકી માતુ યુંહી કહતહે સ્યામ સુને નીચી નજર કરી;
એસા ગુનગાન કરીકે દાસ રહે શિશ ચરને ધરી. કોન.

---

## પદ ૧૮૮ મું.

### રાગ ઉપરનો.

સાચ કહું સતરાજ કુમારી મોકું ઠગીઓ રાધા સ્નેહ કરી. ટેક.
રાધા ઠગારી દુલારી હય ભારી ઉનકી સ્નેહકી દોરીમેં બાંધ્યો હરી;
કહા કહું તોકું પ્રાણ પ્યારી ઇન બીન સોહાવત નાહી જરી. સાચ.
બાલાપનકી બાત કહત હું સુન લે રાજકુમારી ફરી;
બનમેં જાતો જબ ગૌવાં ચારનકું મોહ પીછલ દોડે સ્નેહ કરી. સાચ.
જબલગ મુખ ના દેખું ઇનકો ભૂખ ના લગે મેં કહું ખરી;
માત જસોદા પુછન લગે હમકું લાજસેં બોલું નાહી જરી. સાચ.
ઇનકેં પાસ રાત રયો હું તુમારે ભયસેં કહું નાહી ફરી;
ક્ષમા કરીઓ સતરાજકુમારી ક્રોધ ના કરીઓ મોયેં જરી. સાચ.
મણી લક્ષ્મી દાસકો સ્વામી યું જાચત હય;
પ્યારીકે પ્રેમમેં પરી;
એહી લીલા યાદ કરકે દાસ ગુન ગાવે ફરી ફરી. સાચ.

## પદ ૧૮૯ મું.

### રાગ ઉપરનો.

કૃપાસિંધુ કૃપાકે સાગર ક્ષમા ના માગો મોયે જરી;
મેં તુમેરો પ્યાર દેખન ખાતર હડલીનો હય નેહ કરી. ટેક. કૃપા.
ધન્ય ધન્ય ભાગ્ય બ્રખુભાન દુલારીકે બસ કર્યો હય શ્યામ હરી;
ગૌલોક તજકે આયો મુરારી તો પીછલ પ્રભુ પ્યાર કરી. કૃપા.
સદાહી સ્યામ બશત તો પાસહી દુર નાં રહત હય તોશે જરી;
પૂર્વકી પ્રીત તોરી બડી હય નીતી રીતી ભૂલત હે હરી. કૃપા.
લાજ શરમ સબહી ત્યાગી મોજ કરત હય તોશે હરી;
ઓહી બાતકી ચટકી લગી હય શાન્તિ ન રહત હે હૃદયે જરી. કૃપા.
મણીકી માતુ આતુરતાસેં શ્રીહરીકું સરને પરી;
કર જોરી કહત હય પીયાકે હમસેં દુર ના રહીયો જરી. કૃપા.

## પદ ૧૯૦ મું.

### રાગ ઉપરનો.

એ સુનકે સ્યામ ઉપજત મનકામ નેકી નજરસેં દેખ્યો હરી;
મોહે મનકી હામ છુટત હય ના લગામ મેં સર્વ અર્પું પ્યાર કરી. એ.
મેં ભક્ત આધીન હું પ્યારી યુંહી યુંહી કહું સાચ ફરી,
સદાહી ઉનકે પાસ રહત હું જૂઠ ના કહત હું મેંરે જરી. એ.
માન અપમાન કચ્છુ ના બીચારૂં ઉનકે પ્રેમમેં નજરી પરી;
રાતદીન તાંહીમેં ગુજારૂં વચુનાહા તાંહી જરી. એ.

જો કચ્છુ અરપન કરત હે મુજકું રૂખી સુખી રોટી ફરી;
સોહી સ્વાદી લગત હય હમકું આરોગું મેં પ્રેમ કરી. એ.
મણીકે નાથ ભાવકો ભૂખ્યો એસો હય હરીવર હરી;
ભાવ કરી ભજો જો ઉનકું તાકું વિસારે ન પળ ફરી. એ.

## પદ ૧૯૧ મું.

કાયા કારન ભેખ લીધો રાણાજી મેંતો કાયા કારણ એ રાગ.

તાકીને તીર હરીયે દીધો, હરીયે મારો સ્નેહે કરી હાથ લીધો ટેક
એ તીરનો કોઇ મર્મ ન જાણે, જાણીતો હોય તેજ પ્રમાણે;
જગસુખ જેણે ખારો કીધો. હરીયે.
એ રસનો સ્વાદ અજાણ્યો શું જાણે, ખરો ખજાનો ગાંઠે કીધો;
જેમ જેમ ખરચ કરૂં જે ટાળે, તેમ તેમ વધારો કીધો હરીયે.
મણી લક્ષ્મી દાસ હવે એ સુખમાણે. હરીયે.
ચોરો નો ભય છોડી દીધો. હરીયે.

## પદ ૧૯૨ મું.

કર્મની કથારે મુકીદને હવેરે હરી–એ રાગ.

હરીમારા આવોરે, ભીડમારી ભાંગોને પ્યારા;
વાટલડી જોઇનેરે, દીન કાઢુ છઉં મારા. ટેક.

છાનું સ્નેહ હવે છતું કરીને, બતાવો આપનો પ્રતાપ;
દુરીજન લોક મુને બહુ સંતાપે, મુખથી શું કહું બાપ.
એવી દશા મારીરે થઇ છે, પ્રાણનારે પ્યારા. હરી.
કેમ રહેવાશે જગમાં કેમ ભજાશે તમને તાત,
એક પેટ ભર્યા ખાતર લાચારી દીન રાત;
મીઠાં કંઇ જુઓરે હરી હાલ અમારા. હરી.
મણી લક્ષ્મી દાસની આફત ટાળો નથી ઇચ્છતી મહત્ વહેવાર
નથી ઇચ્છતી પુત્ર પુત્રી નથી ઇચ્છતી બહુ પરીવાર;
એક ઇચ્છા ઉરમાંરે માગું સેવા પ્રાણ પ્યારા હરી.

## પદ ૧૯૩ મું.

### રાગ ઉપરનો.

લોભી લક્ષણ મુકોરે લક્ષ્મી પતી થાઓને દાતાર,
માગી માગી જમતાંરે વિપ્ર નારીનારે ભર્તાર, ટેક.
તે વેળા વહી ગહી હવે પામ્યાં છો રાજપાટ.
હવે ન્યુન્તા નથી રહી તો મુજને તલશાવો શા માટ.
હઠ મુકો હઠીલારે રાધા રાણીનારે ભરથાર લોભી.
આહીરની સાથ રહેતાં હતાં શું એ લાગ્યું છે ઉવાણ.
માખણ છાશમાં નજર રહેતી તે વિદ્યા શિખ્યા સારંગપાણ.
કપટ નવ થઇએરે ઉધ્ધવજીનાં મિત્ર આ વાર. લોભી.
કપટે વાલીને માર્યો રામ અવતારે રમાનાથ,

પ્રણીપાત કરી પછી તેની અંગદનો ઝાલ્યો હાથ;
એવું શું કરવું છેરે નાથ મુજ માટે આ વાર. લોભા.
મણી લક્ષ્મી દાસ એવી કયારે બનીને,
કયારે રીઝવશે નાથ-નાથજી મુજ નથી વધારો;
દાસી જાણી ઝાલો હાથ.
એવી નાથ કરણીરે વાંક નથી તમારોરે ગોપાળ. લોભા.

## પદ ૧૯૪ મું.

### રાગ ઉપરનો

જુઓ અલબેલો હરવે હરવે આવે છે-હરી,
માનનો મોંઘો છે, છીપાઇને સંતાવે છે-ફરી; ટેક.
હરવે હરવે ડગલાં ભરે છે બાંય બોલો આવાર,
આવો મારા મીઠડારે ઉરે ભીડી કરૂં પ્રેમ પ્યાર;
તમને નજરે દીઠારે ઉઘડયાં ભાગ્ય મારાં આવાર. જુઓ.
ચાલ સુંદર ગજગતી શોભે લોભે મારૂં ચિત્ત,
મીઠડા બોલા મોહન આવો મળીએ માવા પ્રીત;
દીજો દાન દર્શનરે કૃપાળુ કૃષ્ણ મુરાર. જુઓ.
કોન ગુરૂ તમને મળ્યો જેને શિખવ્યાં આવા ઢંગ,
બોલવું સ્વાદુ પડે ગાલે ખાડું આડું જોવાનું રંગ;
આંખને ઇસારેરે મન મારૂં ચોર્યું નંદ કુમાર. જુઓ.

મણી લક્ષ્મી દાસ ઉભી બારણે જુઓ મીઠલ્લારી વાટ,
આવે તે ઘડીયે મીઠડાં લઇને, કરીયે ગોઠડલીની વાત;
દાસીની અરજી સુણજોરે લક્ષ્મીપતી પ્રાણઆધાર જુઓ.

## પદ ૧૯૫ મું.

### રાગ ઉપરનો.

નહિ દઉ જાવારે ગોઠડી કરશું રાતે,
પછી પધારજો ભલી ભાતે પરભાતે. ટેક.
ઘણા દહાડાની દાઝ છે હૈયે ઓલવજો હે તાત,
તમવિનાં ધણી નથી ધાર્યો જે ટાળે મારો ઉતપાત
માટે ઘડીક હેરોરે, એટલું કયું માનો મારા તાત. નહિ.
અરજી ધ્યાનમાં લઇને પ્યારા માન મુકો શિરદાર,
અમે દાસ તમારા કહેવાયા તો લાભ આપો દાતાર;
ચાંપુ ચર્ણ તમારારે ચિત્ત ચડાવોને મારી વાત. નહિ.
વિમાસણમાં શું પડયાને શું વિચારો વાત,
આ અબળાનો હાથ સ્વીકારતાં શુંરે આવેછે લાજ;
ત્યારે ભીલડીનાંરે એઠાં બોર ખાધાં કેમ નાથ. નહિ.
મણી લક્ષ્મીદાસ એઠું નહિ જમાડે એ નિશ્ચય માનજો વાત
તમે આરોગી આપશો તે શિરે ચડાવીશ મારા તાત
એવી આશા પુરોરે પ્રસાદી આપો આવી હાથો હાથ. નહિ.

## પદ ૧૯૬ મું.

### જુક રહી શુન મોરલી કી ટેર. એ રાગ.

હેહરી આતુજ દાસ સ્વીકાર.

તલખે અતિ વલખે છે. ભારી સંસાર સમુદ્રથી તાર. ટેક.

મધુરૂં મુખ દરશાવી, પ્યારા આનંદ દેજો આવાર. હે હરી.

નિત્ય નેહ વધારજો તમમાં, દાસી નાં થાયે ખુવાર હે હરી.

જુઠાં જંજાળથી છુડાવી અમને હરી દેજો પુર્ણ આધાર. હે હરી.

મણી લક્ષ્મી દાસ ડરે છે, ભારી ધીરજ દીઓ હે દયાળ. હે૦

## પદ ૧૯૭ મું.

### રાગ ઉપરનો.

સમજણ બીન વૃથા આયુષ્ય ખોઇ.

જનમ નામ વગોઈ. સમજણ ટેક.

હરી નાં ભજયો મોહ નાં તજયો, જુઠે જંજાળમેં પ્રોઈ, સમજણ.

રૂષ્ટ પુષ્ઠ કાયા વધારી પુત્ર પુત્રીમાં મતી મોહી. સમજણ.

હાડ ચામ મળ મુત્રની કયારી તેમાં શું મુઢ રહ્યા મોઇ. સમજણ.

મણી કહે હવે આશા છોડો, રાખો હરીપદ ચિત્તસોઇ. સમજણ.

## પદ ૧૯૮ મું.

### પ્રભુ મારી વિનંતિ વિશ્વંભર નાથ સુણજો કાનેરે એ રાગ.

જુઓ જગત જનુની માત જનક કુંમારીરે
પોતે લક્ષ્મીજી સાક્ષાત સાયાં કષ્ટભારી રે. ટેક.
પતી પધાર્યા વન વિશે તો પોતે ચાલ્યાં સાથ,
ફળ ફૂલનો અહાર કરીને કરતાં આનંદ દીનરાત. જનક.
દર્ભની સજ્યાપર પોઢે રહે પતીની પાસ,
મુખ જોઇ પ્રીય પતી તણું ઉરે રાખે હુલાશ. જનક.
રાવણ રૂપ જોઈ તેમનું મોહ પામ્યો અપાર. જનક.
ઘણો સ્નેહ બતાવ્યો દુષ્ટે તોય સત્યથી ચલ્યન લગાર. જનક.
બળાત્કાર કરી હરી ગ્યોને કષ્ટ આપ્યું અપાર.
એક ધ્યાન પતીનો ધરીને વાર્યો ન એક ઉચ્ચાર. જનક.
ભણી લક્ષ્મીદાસ તું જાણ મનમાં એ તો કર્તાહર્તા કીરતાર;
તો આપણનું ગજું શું ગણીયે, અલ્પમતી અનુસાર. જનક.

## પદ ૧૯૯ મું.

### રાગ બીહાગ.

ધન્ય ધન્ય દક્ષ કુમારી પતિભક્તિ અવીચળ છેરે તમારી. ટેક.
યજ્ઞમંડપમાં શિવને દક્ષે વાણી બોલ્યો તીશકારી. ધન્ય.
દક્ષ યજ્ઞ ફરી માંડીને બેઠો પુત્રી ત્યાંહી પધારી. ધન્ય.

યજ્ઞ ભાગ નવ દીઠો પતીનો ક્રોધ કરી જોયું ધારી. ધન્ય.
પતી અપમાન સતી સહી ન શકીઆં રીસ કરી ગભરાણી. ધન્ય.
પતી અપમાન સહન કેમ થાય પ્રાણ તજવા કરી તેયારી. ધન્ય.
યજ્ઞશાળાનાં મધ્ય ભાગમાં ઉભા દક્ષકુમારી. ધન્ય.
પીત તણી લજ્યા નવ રાખી બોલ્યા. વચન ક્રોધકારી. ધન્ય.
જે પિતાથી આવ્યું મારૂં તજીશ નિશ્ચય આવારી. ધન્ય.
સમાધી ચડાવી સ્મરણ કરીને યોગાગ્નિ પ્રકટાવી. ધન્ય.
યજ્ઞશાળામાં દેહ મુકીને પ્રતિજ્ઞા પાડી ભારી. ધન્ય.
મણી લક્ષ્મીદાસ સતીને સંભારી રહે આનંદમાં ભારી. ધન્ય.

## પદ ૨૦૦ મું.

### રાગ ઉપરનો.

દ્રૌપદીને ઉરે શાન્તિ ભારીરે;
કષ્ટથી પોતે ગયા નહિ હારીરે. ટેક.
ભરીસભામાં લજ્જા જવાની તૈયારી;
હારી આવ્યાં જુવો પાંચે પાંચાળી;
સતીએ ક્રોધ કર્યું ના લગારરે. દ્રૌપદી.
પતિને ધીરજ આપી છે ભારી.
ડરશો માં તમો કષ્ટથી લગારી;
હીંમત જાશો માં હારીરે. દ્રૌપદી.
કર જોડી અરજી કરે રાણી,

સાહ્યતા કરશો સારંગપાણી;
લજ્યા નવ જાવા દે મુરારીરે. દ્રોપદી.
ભણી લક્ષ્મીદાસ કહે મન,
એમ રહે ધીર ધારી;
ભરોસો ભાળી પ્રભુને સંભાળી. દ્રોપદી.

## પદ ૨૦૧ મું.

### કુંદનપુર વિવાહ રચ્યો સુણી ભુપતી ભીમકરાય-એ રાગ.

સત્ય રાખશું પુરેપુરૂં તો હરીવર ઝાલશે હાથ;
સત્ય નવ છોડીએ જરી નવ કરીયે કુળો સંગાત. ૧
નિર્ભય થઇ જગમાં ફરો જીવ કોઇનો ન કરીયે સાથ;
સાથ રાખ શ્રીકૃષ્ણનો ભીડી બળીઆ સાથે બાથ. ૨
મીઠું ભાષણ જગતનું સુણી નવ લલચાઇશ લગાર;
લલચાવાથી જીવ તારી અસદ્‌ગતી થનાર. ૩
જેમ દીપક પર પતંગીઓ જંપળાવે પોતાનું દેહ;
પણ દીપકને મનમાં નહિ એમ સમજવાનું છેહ. ૪
ઝાંજવાનું જળ સરખો જગત વહેવાર જાણ;
જો તેમાં મોહ બાંધીશ તો નિશ્ચય થવાની હાણ. ૫
માટે ભજ ભગવંતને તો પામીશ પદ નિર્વાણ;
ભણી લક્ષ્મીદાસ એણીપેરે બોલ્યાં ત્યારે રિઝશે સારંગપાણ. ૬

સમ્પૂર્ણ.

